

# તાત તણો પ્રતિબિંબ રે રસના


વર્ષ ૨ અંક ૬
શ્રીઇન્દિરા એકાદશી વ્રત
ભાદરવા વદ ૧૧, ૨૦૬૫




અનુક્રમણિકા


| વિષય | પાન ક્રમાંક |
|---|---|
| ❖ નિવેદન | ૧ |
| ❖ ટિપ્પણી | ૭ |
| ❖ શ્રીરસિક રસ ચરિત્ર | ૮ |
| ❖ સર્વોત્તમ સ્તોત્ર | ૧૧ |
| ❖ શ્રીગોકુલનાથજીકે ૨૪ વચનામૃત | ૧૩ |
| ❖ સ્વરૂપ નિષ્ઠા | ૧૫ |
| ❖ શ્રીધોલ પદ | ૧૮ |
| ❖ વિચાર કરવો જોઇએ | ૨૦ |
| ❖ શ્રીચતુર્થપીઠ | ૨૩ |
| ❖ શ્રીગોકુલેશાષ્ટકમ્ | ૨૫ |
| ❖ જૈ જૈ શ્રીગોકુલેશ | ૨૭ |
| ❖ કવિત્ત | ૨૮ |
| ❖ શ્રીગોપીનાથજી | ૨૯ |
| ❖ Bhaktivardhini | 36 |
| ❖ Chaturth Peeth History | 39 |



શ્રીગોકુલેશ પાઠશાળા


राग बिहागरो

वसो मेरे नेंननमें गोकुलेश ।।

नखते सिखलों सिखते नखलों अंग अंग रसिक सुदेश ।।१ ।।

माला तिलक कंठ माल जनेउ धर्यो ब्रह्मद्विजरूप वेस ।।

दास गोपाल हों बलि बलि जाउं मिटि गयो मनको क्लेश ।।२ ।।





।। શ્રીગોકુલેશો જયતિ ।।

## તાત તણો પ્રતિબિંબ રે રસના

# શ્રીરસિક રસ ચરિત્ર

### નિવેદન

**શ્રીગોકુલકો નાથ, શ્રીવ્રજમેં કરત વિહાર;**

**નિજ-જન કો વરન કારન, લિયો ભૂતલ પ્રાકટ્ય ઉપહાર. ૧**

**શ્રીગોકુલેશ હી એક નામ, જો સુખ દે સદા અપાર;**

**ઐસે સુખ સાગર શ્રીરાયજું, રાખે સદા શ્રીચરણ નિરાધાર. ૨**

**પુરાણ કિયો પ્રકાશ, યહ સ્વરૂપ કરે શ્રીવ્રજ વાસ;**

**દાસગોપાલ કે શ્રીરાયપ્રભુ, રાખો શ્રીચરણ પાસ નિર્ધાર. ૩**

શ્રીમાલા-તિલકના દ્રોહી, કલિયુગ સમાન મોઢજ્ઞાતિનો બ્રાહ્મણ શ્રીપાંત ચિદ્રુપ પ્રથમ તેણે અવંતી નગરીમાં ક્લેશ કર્યો, શ્રીમાલા-તિલકને સર્વે વૈષ્ણવો ત્યાગ કરે તેવા અનેક ઉપાયો, ઉપાધીઓ કરી તે સમયના દેશાધિપતિ જહાંગીર બાદશાહને મંત્રવડે વશ કર્યો અને ઉજ્જૈન (અવંતી નગરી)થી મથુરા આવ્યો. સર્વદા સેવ્ય શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલપતિ શ્રીમદ્ ગોકુલેશ પ્રભુચરણ તે સંન્યાસી પાસે પધાર્યા અને જ્યારે ચિદ્રુપે શ્રીપ્રભુના શ્રીલલાટે તિલક અને શ્રીકંઠમાં તુલસીમાલા જોયા, ત્યારે તે મનમાં ખૂબજ કોપાયમાન થયો, મનમાં કપટ ધારી કરી અને શ્રીગોકુલેશ પ્રભુ સન્મુખ અનેક પ્રશ્નો પુછ્યાં, તેનો તેને શ્રીગોકુલેશજીએ સ્પષ્ટ ઉત્તર આપી તેનું માન (ગર્વ) ભંગ કર્યુ, પછી બાદશાહ જહાંગીર જ્યારે મથુરા આવ્યો ત્યારે શ્રીગોકુલેશ પ્રભુ કરુણા કરી તેને ત્યાં સામા પધારી અને દર્શન દાન દઇ બાદશાહને આશિર્વાદ દીધા, તે બાદશાહે શ્રીપ્રભુનું સન્માન કરી પોતાનું ભાગ્યમાન્યું. તે સમયે ચિદ્રુપના પક્ષથી શ્રીગોકુલેશજી સાથે ચર્ચા કરી, પણ તેનો શ્રીગોકુલેશ પ્રભુએ સ્પષ્ટ રીતે આપ્યો.

પછી મથુરાથી જહાંગીર કાશ્મીર ગયો, તે ચિદ્રુપની ઉપાધી શ્રીગોકુલેશજી નિવારવા આપશ્રી કાશ્મીર પધાર્યા અને શ્રીમાલા-તિલક વિષયક દિગ્વિજય કર્યો. ત્રણેલોકમાં ધર્મનો યશ પ્રગટ થયો. તે ધર્મ રસાતાલ થી પાતાલ જતો હતો, તે શ્રીગોકુલેશ પ્રભુએ ધર્મને રાખીને નવખંડ પૃથ્વીમાં તેનો પ્રકાશ સ્વતઃ કર્યો, પછી





શ્રીગોકુલેશ પ્રભુ શ્રીગોકુલ પધાર્યા પછી અહિયાનું ઘર ત્યજી સોરમજી પધાર્યા. થોડાક દિવસ ત્યાં બિરાજીને શ્રીગંગાજીનું દુઃખ ટાળ્યું અને સુખ પ્રદાન કરી ફરી શ્રીગોકુલપતિ શ્રીગોકુલ પધાર્યા, તે ચૌદલોકમાં યશ પ્રગટ થયો, તે પ્રસંગ આપણે વિસ્તારથી શ્રીમાલા-તિલક એટલે કે માલોદ્ધાર પ્રસંગ દ્વારા ભણી શકીએ છીએ. અનુભવી ભક્ત ગાન ઉચ્ચાર કરીને વર્ણન કરે છે.

એ ભૂતલ લીલા આદરી આચરી વલ્લભ રાજ ।
તિલકમાલા મુદ્રાએ કરી અભય કીધો ધર્મ તે
વિસદ કરી ક્યાંહાં લગી કહું છે અનેક એહવા મર્મ ।
એણે કારણે કારણ સહિત કારણ કહ્યાં તે અનેક
તે સ્વરૂપ સહિત વિસદ કરીને કહું એ વિવેગ ।

આવા અનેક પ્રકારે ભક્તો શ્રીગોકુલેશ પ્રભુનો યશ અનેક લીલા સહિત પ્રકટ કર્યો છે. અને શ્રીમહાપ્રભુજી અને શ્રીગુસાંઈજીના કૃપાપાત્ર ભક્તોએ પણ આવા અનેક લીલા પદો શ્રીપ્રભુના સાક્ષાત્ લીલા દર્શન કરી પ્રકટ કર્યાં છે. આઓ! આજે આપણે એવાજ એક ભક્તકવિ, અષ્ટસખામાંના કવિ કુંભનદાસજી ગોરવા ક્ષત્રી વિશે થોડુંક જાણીએ, અને સમજવાનો પ્રયાસ કરીએ. માર્ગની આજ વિલક્ષણતા છે, જે હૃદય-સ્ફૂર્ણા આપને ગદ્ય-સ્વરૂપે પ્રકટ કરવામાં અસમર્થ બની જઈએ, તે લીલા-ચરિત્રોને આવા ભક્તો પોતાના ઉત્કટ ભાવને કારણે જે કૃપા પ્રાપ્ત થઈ તેને આ સર્વે કાવ્ય-પદ્ય સ્વરૂપે પ્રકટ કરી આપણા આજના આધુનિક સેવકો માટે ઘણી મોટી કૃપા કરી છે. આવા ભક્તોએ તો સાક્ષાત્ લીલાના દર્શન પ્રાપ્ત કર્યાં છે, પણ આપણે તેજ ભક્તોના પદોને અનુસરી યત્કિંચિત લીલાના દર્શન પ્રાપ્ત કરવાનો પ્રયાસ કરીએ. તો ચાલો! આપણે હવે શ્રીમહાપ્રભુજીના કૃપાપાત્ર એવા કુંભનદાસજી (ગોરવા ક્ષત્રી) વિશે જાણીએ.

**કુંભનદાસજી** :- તે એક દ્વાર આન્યૌર પાસે છે, તેની સેવાનાએ મુખીયા છે, એમના ગામનું નામ જમનાવતા, એથી કહે છે કે શ્રીયમુનાજીના પ્રવાહ સારસ્વત કલ્પમાં બે હતા. એક તો જમનાવતા થઈને આગ્રા પાસે જતો હતો. અને એક ચીરઘાટ થઇ શ્રીગોકુલ થઈને જતો આગળ બન્ને ધારા એક મળી સારસ્વત કલ્પમાં વહેતી. જમનાવતામાં કુંભનદાસજી રહેતા. ત્યાં પરાસોલી ચંદ્રસરોવર ઉપર કુંભનદાસજીના બાપદાદાનાં ખેતર હતાં, ત્યાં કુંભનદાસજી ખેતી કરતાં પરાસોલીમાં કુંભનદાસના ખેતી માટે ઘણું રહેતા હતા. એમને બાળપણથી ગૃહાશક્તિ નહોતી, જુઠ્ઠુ બોલતાં નહીં અને પાપાદિક કર્મ ન કરતા. સીધા વ્રજવાસીની રીતિથી રહેતા હતા. જ્યારે કુંભનદાસજી મોટા થયાં, ત્યારે જેત ગામની પાસે બહુલાવન છે, ત્યાં કુંભનદાસનું લગ્ન થયું, તે સ્ત્રી સાધારણ આવી. લીલા સંબંધી તો ન હતી, પરંતુ કુંભનદાસ સરખા વૈષ્ણવ ભગવદીયનો સંગ નિષ્ફળ જાય નહિં, તેથી ઉદ્ધાર થશે.





એક સમયે શ્રીમહાપ્રભુજી પોતે પૃથ્વી પરિક્રમા કરતાં દક્ષિણમાં ઝારખંડમાં પધાર્યા ત્યારે શ્રીગોવર્ધનનાથજી શ્રીમહાપ્રભુજીને આજ્ઞા કરીકે અમે શ્રીગોવર્ધનમાં પ્રકટ્યાં છીએ, તેથી આપ અહીં પધારીને અમને બહાર પધરાવીને અમારી સેવા જગતમાં પ્રકટ કરી પ્રકાશ કરો. ત્યારે શ્રીમહાપ્રભુજી પોતે પૃથ્વી પરિક્રમા ત્યાં ઝારખંડમાં રાખી સીધા વ્રજમાં પધાર્યા. ત્યારે દામોદરદાસ હરસાની, કૃષ્ણદાસ મેઘન, માધવ ભટ્ટ કાશ્મીરી, નારાયણદાસ અને રામદાસ સિકંદરપુરવાલા, એ પાંચ સેવકો શ્રીમહાપ્રભુજી સાથે રહેતાં હતા. શ્રીમહાપ્રભુજી શ્રીગિરિરાજ પર્વતની નીચે આન્યૌરમાં સદ્દુપાંડેના ઘરાંગણે ચોતરો હતો, તેની ઉપર આવી બિરાજ્યાં. પછી શ્રીગોવર્ધનનાથજી પ્રાકટ્યનો પ્રકાર શ્રીમહાપ્રભુજીએ સદ્દુ પાંડે અને એમના ભાઇ માણેકચંદ પાંડે, નરો ભવાની એ બધા જે સેવક હતા તેમને પૂછ્યો. તે બધા પ્રકાર ઉપર સદ્દુ પાંડેએ ઇતિ-વૃત્તાંત દીનતા ભાવે કહી.

પછી શ્રીમહાપ્રભુજી શ્રીગિરિરાજજી ઉપર પધારી શ્રીગોવર્ધનનાથજીને બહાર પધરાવી પાટ બેસાડ્યાં. અને શ્રીગોવર્ધનનાથજીને રામદાસ ચૌહાણને સેવા સોંપી. કુંભનદાસ જમનાવતા ગામમાં રહેતાં હતા, અને એમણે સમાચાર સાંભળ્યાં કે એક મોટા મહાપુરુષ આન્યૌરમાં આવ્યાં છે, એમણે શ્રીગોવર્ધનનાથજી શ્રીઠાકોરને શ્રીગોવર્ધન પર્વતમાંથી પ્રકટ કર્યાં છે, અને સદ્દુપાંડે વગેરે વ્રજવાસી ઘણાં લોકો સેવક થયા છે. ત્યારે કુંભનદાસજીએ સાંભળીને પોતાની સ્ત્રીને કહે કે આન્યૌર જઇને શ્રીમહાપ્રભુજીના સેવક થઇએ. એમની કૃપાથી શ્રીઠાકોરજી કૃપા કરશે. ત્યારે સ્ત્રીએ કહ્યું કે હું પણ ચાલીશ. મારે કોઇ સંતતી, બેટા નથી, એ મહાપુરુષ આપે તો થાય.

આ પ્રકારે વિચાર કરીને બન્ને જણાએ શ્રીમહાપ્રભુજીની પાસે આવીને દંડવત્ કર્યા. વિનંતી કરી કે મહારાજ! ઘણા દિવસથી ભટકતો હતો, હવે આપ મારા ઉપર કૃપા કરો. કુંભનદાસ તો દૈવી જીવ છે, તેથી શ્રીમહાપ્રભુજીના દર્શન કરીને શ્રીમહાપ્રભુજીના સ્વરૂપનું જ્ઞાન થઇ ગયું, પછી શ્રીમહાપ્રભુજી પોતે કુંભનદાસજીને કહે કે તમે સ્ત્રી પુરુષ બન્ને જણ સંકર્ષણ કુંડમાં ન્હાઇને આવો. ત્યારે બન્ને જણાં સ્નાન કરી શ્રીમહાપ્રભુજી સન્મુખ આવ્યાં. શ્રીમહાપ્રભુજીએ કુંભનદાસજી અને તેની સ્ત્રીને નામ સંભળાવ્યું.

ત્યારે સ્ત્રીએ શ્રીમહાપ્રભુજીને વિનંતી કરી કે મહારાજ! આપ તો મહાપુરુષ છો, મારે કોઇ સંતતિ નથી, તેથી કૃપા કરો. ત્યારે શ્રીમહાપ્રભુજીએ કૃપા કરીને કહે, તારે સાત બેટા થશે. ત્યાં તે સ્ત્રી પોતાના મનમાં બહું પ્રસન્ન થઇ. આ સાંભળીને કુંભનદાસજીએ પોતાની સ્ત્રીને કહ્યું કે આ તે શું માંગ્યુ? શ્રીઠાકોરજી માંગતી તો શ્રીઠાકોરજી દેતા. ત્યારે સ્ત્રીએ કહ્યું કે મને જે જોઇતું હતું તે મેં માગ્યું, અને તમારે જે જોઇએ તે તમે માંગી લો.

ત્યારે કુંભનદાસજી ચૂપ રહ્યાં. પછી શ્રીમહાપ્રભુજીએ શ્રીગોવર્ધનધરનું નાનું સરખું મંદિર સિદ્ધ કરાવ્યું, અને મંદિર શ્રીગોવર્ધનનાથજીને પધરાવી, રામદાસ ચૌષાણને સેવાને આજ્ઞા આપી. ત્યારે રામદાસ ચૌહાણ,





સદુપાંડે વગેરે વ્રજવાસી બધું સીધું સામગ્રી લઇ આવતાં. એ રીતે શ્રીગોવર્ધનનાથજીને પધરાવીને રામદાસ ચૌહાણને સેવાની આજ્ઞા આપી. આમ શ્રીગોવર્ધનધરનો સેવા પ્રકાર શરૂ થયો.

વળી એક દિવસ શ્રીમહાપ્રભુજી શ્રીગોવર્ધનધરને પ્રાતઃકાલ જગાવીને કુંભનદાસજીને આજ્ઞા કરી કે કંઇ ભગવલ્લીલાના વર્ણન કરો, ત્યારે કુંભનદાસજીએ શ્રીગોવર્ધનનાથજીને દંડવત્ કરીને પહેલાં આ પદ ગાયું :

**રાગ બિલાવ** :- સાંજ કે સાંચે બોલ તિહારે ।

રજની અનત જગે નંદનંદન, આએ નિપટ સવારે ।।

આતુર ભએ નીલ પટ ઓઢે, પીયરે બસન બિસારે ।

'કુંભનદાસ' પ્રભુ ગોવર્ધનધર, ભલે બચન પ્રતિપારે ।।

આ કીર્તન કુંભનદાસના મુખથી સાંભળીને શ્રીઆચાર્યજી પોતે કહે, કે કુંભનદાસ! નિકુંજ લીલા સંબંધી રસનો અનુભવ થયો? ત્યારે કુંભનદાસજીએ દંડવત્ કરીને કહ્યું કે મહારાજ! આપની કૃપાથી થયો. ત્યારે શ્રીમહાપ્રભુજીએ કહ્યું: તમારા મોટા ભાગ્ય છે કે પ્રથમ જ શ્રીપ્રભુએ તમને પ્રમેય બલનો અનુભવ જણાવ્યો. તેથી તમે સદ હરિરસમાં મગ્ન રહેશો. ત્યારે કુંભનદાસએ વિનંતી કરી કે મહારાજ! મને તો સર્વોપરી આ જ રસનો અનુભવ કૃપા કરીને આપો. તેથી કુંભનદાસએ તો બધાં કીર્તનો યુગલ સ્વરૂપ સંબંધી કર્યાં છે. વધાઇ, ફલના, કે બાલલીલા ગાઇ નહીં, એવા કૃપાપાત્ર ભગવદીય થયાં. એ પ્રકારે કુંભનદાસજી વગેરે વૈષ્ણવ ઉપર કૃપા કરી શ્રીમહાપ્રભુજી દક્ષિણના ઝારખંડમાં પૃથ્વી પરિક્રમા છોડીને પધાર્યા હતા. તે ફરી જીવોની ઉપર કૃપા કરવાને માટે પરિક્રમા કરવા પધાર્યા.

કુંભનદાસે આ પ્રકારે બહુ પદ બનાવ્યાં. તે જ્યાં ત્યાં લોકો ગાવા લાગ્યા. તે પછી એક ગવૈયો કુંભનદાસજીનું એક પદ શીખ્યો. તે તેણે દેશાધિપતિની આગળ ગાયું. પછી ફતેપુર સીકરીમાં દેશાધિપતિનો મુકામ હતો. ત્યાં તેણે એ પદ ગાયું. એ કીર્તન સાંભળીને દેશાધિપતિનું મન એ પદમાં ચોંટી ગયું. તથા માથું ધુણાવ્યું. અને કહ્યું કે એવા એવા મહાપુરુહ ભૂમિ ઉપર થઇ ગયા કે જેમને એવા દર્શન પરમેશ્વરનાં થતાં, ત્યારે એ ગવૈયાએ દેશાધિપતિને કહ્યું કે, સાહેબ! એ મહાપુરૂષ એ પદના કરવાવાળા અહીં જ છે. ત્યારે દેશાધિપતિએ તે ગવૈયાના ઉપર બહુ પ્રસન્ન થઇને પૂછ્યું કે તે મહાપુરૂષ ક્યાં છે? ત્યારે કલાવતે કહ્યું, શ્રીગોવર્ધનની પાસે જમનાવતા ગામ છે, ત્યાં આ મહાપુરુષ રહે છે અને કુંભનદાસજી એમનું નામ છે.

ત્યારે દેશાધિપતિએ કહ્યું એમને અહીં જ બોલાવો, અમે એમને મળીશું. પછી દેશાધિપતિએ પોતાના મનુષ્ય અને બધી પ્રકારની અસવારી કુંભનદાસને લેવા માટે તે જમનાવતા ગામમાં મોકલી. જ્યારે એ મનુષ્યો અસવારી લઇને જમનાવતા સીમમાં આવ્યાં તે સમયે કુંભનદાસજી જમનાવતા ગામમાં તો હતા નહીં. પરાસોલી ચંદ્રસરોવર પોતાના ખેતર ઉપર બેઠા હતા, એ મનુષ્યોએ જમનાવતામાં આવીને પુછ્યું, પછી ખબર કાઢીને

ગામમાંથી એક મનુષ્યને લઇને એ લોકો કુંભનદાસજી પાસે આવ્યાં. ત્યારે દેશાધિપતિના મનુષ્યોએ આવીને કુંભનદાસજીને કહ્યું, કે તમેન દેશાધિપતિએ બોલાવ્યાં છે. ત્યારે કુંભનદાસજીએ કહ્યું, અમે તો ગરીબ વ્રજવાસી છીએ, અમારૂ દેશાધીપતિને શું કામ છે કે હું ચાલું? ત્યારે દેશધિપતિના મનુષ્યોએ કહ્યું કે બાવા સાહેબ! અમે તો કંઇ સમજતા નથી, જાણતાં નથી. અમને તો હુકમ છે તે તમે કુંભનદાસજીને લઇ આવો. આ ઘોડા, પાલખી તમારી સવારીને માટે લાવ્યાં છીએ, તેમના પર સવાર થઇને ચાલો.

કુંભનદાસજીએ પોતાના મનમાં વિચાર કર્યો કે આ વિપત્તિ આવી છે, તેથી હવે ત્યાં ગયા વિના નહીં ચાલે. વિપત્તિ આવે તે પણ ભોગવવી. કુંભનદાસજી પોતે પોતાના પગે ચાલીને ત્યાં ગયા. પોતે પાલખી કે ઘોડે અસવારી ન કરી. તે ફતેપુર સીકરીમાં દેશાધિપતિના મુકામની પાસે પહોચ્યાં. દેશાધિપતિને ખબર કરાવી કે કુંભનદાસજી મહાપુરૂષ આવ્યાં છે. એટલે દેશાધિપતિએ કુંભનદાસને અંદર બોલાવ્યાં. દેશાધિપતિ કુંભનદાસજીની સાદગી જોઇને આશ્ચર્ય પામ્યાં. કુંભનદાસજીને તો એમ થતું હતું કે હું જીવતાં નરકમાં આવ્યોં છું. તે તો પોતાના મનમાં વ્રજનો વિચાર કરતાં હતાં કે આવા જડાવની રાવડી, મોતી-ઝાલરો કરતાં વ્રજનાં વૃક્ષ-લતાં ખૂબજ સારાં. દેશાધિપતિ બોલ્યાં કે બાવા સાહેબ! તમે વિષ્ણુ પદ ગાઓ. ત્યારે દેશાધિપતિના વચન સાંભળીને મનમાં તો કુંભનદાસજી ખૂબજ બળી રહ્યાં પણ ગાયા વિના છુટકારો થશે નહિં. અને આ યવન આગળ શ્રીઠાકોરજીના લીલાના પદ તો ગવાય નહીં. તેથીં હું શું ગાઉ? ત્યારે કુંભનદાસજીના મનમાં એક વાત આવી - જાકો મનોહન અંગીકાર કરે, એકો કેસે ખસે નહીં શરતે જો જગ વૈર પડે, એ વિચારી એક નવું પદ કુંભનદાસજીએ દેશાધિપતિ આગળ ગાયું, તે પદ :-

*રાગ સારંગ :- ભક્તન કોં કહા સિકરી કામ, આવત જાત પન્હૈયા ટ્રટી બીસર ગયો હરિ નામ ।। જાકો મુખ દેખે દુ:ખ ઉપજે, તાંકો કરનો પર્યો પ્રણામ, કુંભનદાસ લાલ ગિરિધર બીજુ યહ સબ જૂઠો ઘામ ।। ૨ ।।*

આ પદ સાંભળીને દેશાધિપતિ મનમાં ખૂબજ બળ્યો, પણ પોતે વિચાર કર્યો કે એમને કંઇ લેવાને લાલચ હોય તો એ મારી ખુશામદ કરે. એમનેતો પોતાના ઇશ્વરથી કામ છે. એ વિચારીને અકબર બાદશાહે કુંભનદાસને કહ્યું કે બાવા સાહેબ! મને આજ્ઞા ફરમાવોં કે હું શું કરૂં, ત્યારે કુંભનદાસે કહ્યું કે આજ પછી મને કદી બોલાવતા નહીં. ત્યારે દેશાધિપતિએ કુંભનદાસને વિદાય કર્યા. શ્રીપ્રભુથી વિરહ થઇ રહ્યો હતો, તેથી માર્ગમાં જતાં જતાં કુંભનદાસજીએ એક વિહરનું પદ ગાયું :

**રાગ ધનાશ્રી** : કબ કહોં દેખિ હોં ઇન નેનન સુંદર સ્યામ મનોહર મૂરતી અંગ અંગ સુખ દેનન ।। ૧ ।। વૃન્દાવન વિહાર દિન દિન પ્રતિ ગોપ-વૃન્દ સંહ લેનન હંસિ હંસિ પતૌબની પીવન બાંટી પય ફેનન ।। ૨ ।। કુંભનદાસ કેતે દીન બીતે કીએ રેન મુખ સૈનન ।। અબ ગિરિધર બીનું નીસ અરુ બાસર, મન ન પરત કછુ ચેનન ।। ૩ ।।





એવા પદ મારગમાં અનેક ગાતાં ગાતાં કુંભનદાસ શ્રીગિરિરાજજી ઉપર આવી શ્રીગોવર્ધનનાથજીના દર્શન કર્યાં. તે બે પ્રહર વીત્યાં, તેમાં કુંભનદાસને જાણે બે યુગ વીત્યાં. તે પછી શ્રીગોવર્ધનનાથજીનું શ્રીમુખ જોતાં જ તેઓ બધું દુઃખ વિસરી ગયું, તે સમયે કુંભનદાસજીએ એ પદ ગાયું

**રાગ ધનાશ્રી** : નૈન ભરી દેખ્યૌ નંદકુમાર ।। તા દિન તે સબ ભુલી હૌં વિસયૌ પતિ પરિવાર ।। ૧ ।। બિનુ દેખૈ હૌં બિબસ ભઈરી, અંગ અંગ સબ હારી ।। તાતૈં સુધી હૈ સાંવરા મૂરતિ, લોચન ભરિ ભરિ વારિ ।। ૨ ।। રૂપરાસિ પરિમિત નહીં માનૌ, કૈસૈ મિલૈ કન્હાઇ ।। 'કુંભનદાસ પ્રભુ' ગોવર્ધનધર, મિલિ બહુરિ ઉર લઇ ।। ૩ ।।

આમ અનેક પદો કુંભનદાસજીએ ગાયાં. એ સાંભળીને શ્રીગોવર્ધનનાથજી (શ્રીનાથજી) સ્વયં શ્રીમુખે કહેતાં, કુંભનદાસ! તુ ધન્ય છે. મારા વિના એક ક્ષણ પણ તને કળ નથી, તેથી મને પણ તારા વિના કંઇ ગમતું નથી. આ પ્રકારે કુંભનદાસજી અને શ્રીગોવર્ધનનાથજીની પરસ્પર પ્રીતિ છે.

એક સમયે શ્રીગુસાંઈજીની પાસે કુંભનદાસજી બેઠા હતાં અને અન્ય વૈષ્ણવો પણ હતાં, ત્યારે શ્રીગુસાંઈજીએ હસીને કુંભનદાસજીને પૂછે છે કે કુંભનદાસજી! તમારે બેટા કેટલા છે? ત્યારે કુંભનદાસજીએ શ્રીગુસાંઈજીને કહ્યું કે મહારાજ! બેટા તો મારે દોઢ છે. ત્યારે શ્રીગુસાંઈજી કહે કે અમે તો સાત બેટા સાંભળ્યા છે, અને તમે તો દોઢ કહ્યો, તેનું કારણ શું? ત્યારે કુંભનદાસજીએ વિનમ્ર ભાવે વિનંતી કરી મહારાજ! એમ તો સાત બેટા છે, તેમાં પાંચ તો લૌકિકમાં આસક્ત છે, એ બેટા શેના? પૂરો એક બેટો તે ચતુર્ભુજદાસ છે. અને અર્ધો બેટો કૃષ્ણદાસ છે, તે શ્રીગોવર્ધનનાથજીની ગાયોની સેવા કરે છે. કુંભનદાસજીના વચન સાંભળીને શ્રીગુસાંઈજી પોતે પ્રસન્ન થઇને કહ્યું કે કુંભનદાસજી! તમે સાચી વાત કહી. જે ભગવદીય છે, તેજ બેટા છે, બીજા ઘણાં થયાં તે શું કામના?

...ક્રમશ :

વધાઇ વધાઇ વધાઇ

આ પખવાડિયુંમાં પણ ઉત્સવો. શ્રીમહાપ્રભુજીના જ્યેષ્ઠાત્મજ શ્રીગોપીનાથજીનો ઉત્સવ, તૃતીય શ્રીવિઠ્ઠલરાજકુમાર શ્રીબાલકૃષ્ણજીનો ઉત્સવ, શ્રીપુષ્ટિ પુરુષોત્તમ નવવિલાસ, વિજયા દશમી (દશેરા),

(૮૪ વૈષ્ણવની વાર્તા અને શ્રીગોકુલેશ ધોલ પદ માધુરીમાંથી સાભાર)

ભાવત્ક:- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા, રાજેન્દ્રભાઇ કડકીયા (યુ.એસ.એ.)

## ॥ શ્રીગોકુલેશો જયતિ ॥

# ટિપ્પણી

વિક્રમ સંવત્ ૨૦૬૫ ભાદરવા વદ પક્ષ ૧૧ થી વિક્રમ સંવત્ ૨૦૬૫ આસો સુદ પક્ષ ૧૦ (ગુર્જર માસ)

સપ્ટેમ્બર ૧૫, ૨૦૦૯ થી સપ્ટેમ્બર ૨૯,૨૦૦૯

| મિતિ | વાર | તારીખ | શ્રીવાલ્લભ શ્રીચતુર્થગૃહના ઉત્સવ |
|---|---|---|---|
| ૧૧ - ભાદરવા વદ | મંગળ | સપ્ટેમ્બર-૧૫ | **શ્રીઇન્દ્રિરા એકાદશી વ્રત।** |
| ૧૨-૧૩ | બુધ | ૧૬ | **શ્રીમાન્ મહાપ્રભુના જ્યેષ્ઠ આત્મજ શ્રીગોપીનાથ પ્રભુચરણનો પ્રાગટ્યોત્સવ (સં.૧૫૬૭). તૃતીય શ્રીવિઠ્ઠલરાજકુમાર શ્રીબાલકૃષ્ણજીનો પ્રાગટ્યોત્સવ (સં.૧૬૦૬)** |
| ૧૪ | ગુરુ | ૧૭ | સાઁઝી સમ્પૂર્ણ |
| ૩૦ | શુક્ર | ૧૮ | સર્વપિતૃ (અમાવસ) |
| ૧ | શનિ | ૧૯ | આજથી શ્રીપુષ્ટિ પુરુષોત્તમ નવવિલાસ પ્રારમ્ભ। |
| ૨ | રવિ | ૨૦ | |
| ૩ | સોમ | ૨૧ | |
| ૪ | મંગળ | ૨૨ | |
| ૫ | બુધ | ૨૩ | |
| ૬ | ગુરુ | ૨૪ | |
| ૭ | શુક્ર | ૨૫ | |
| ૮ | શનિ | ૨૬ | |
| ૯ | રવિ | ૨૭ | |
| ૧૦ | સોમ | ૨૮ | **વિજયા દશમી (દશેરા)** |
| ૧૧ | મંગળ | ૨૯ | |

**તુલસી અને પુષ્પોની રચેલી નવરત્નોથી શોભતી ચરણ સુધી લાંબી વનમાલા કહેવાય છે.**

(શ્રીસુબોધિનીજી ૩-૮-૩૧)

*શ્રીવાલ્લભ સિદ્ધાંતનિષ્ઠ શ્રીચતુર્થપીઠ તરફથી પ્રકાશિત ટિપ્પણીને આધારે આ પખવાડીક ટિપ્પણી.*

નોંધ :- *શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સેવક સમાજ માટે વર્ષભર આવનાર ઉત્સવ માટે કેવળ આજ ટિપ્પણી માન્ય રાખવી, એ આપણું કર્તવ્ય છે. અને આ ટિપ્પણી પ્રમાણે ઉત્સવ મનાવવાં.*

II શ્રીગોકુલેશો જયતિ II

# શ્રીરસિક રસ ચરિત્ર

## પૌંગડ લીલા

...ગતાંકથી આગળ

**શ્રીહસ્ત મસ્તક ધરી બેઠા અતિ ભાવે જમણૌ કર પીઠા ધરે ડાબો લટકાવે ।**

**પીઠ ઉપર ઉલટા કરી પોઢાડે એહ ઊરઆગળ બેહુકરગ્રહી ચાંપે કરી નેહ ।**

**કંઠ ઊપર બેસાડીને બેહુ ચરણ ભરાવે ચુમ્બન દે કરસું ગ્રહી ઉરસું પરસાવે ।**

**લેઈ બેસાડે પ્રેમસું પોતાને માથ પદલટ કે મુખ ઊપરે સોહે નિજ હાથ ।**

**વલી બલગાડે પ્રેમસું કર કંઠ વલાય, મુખ ચુંબે મુખસુંદેઈ ઊરસું લપટાવે ।**

**એહવાં અનેક પ્રકારના વાછલ્ય અનેક ભાગ્યવાન બહુ પેરે કરે કેમ કહુંઅ વિવેક ।**

**અલૌકિક પેરે રહી કર્યો અનુભવ રસ સાર એહોની કરુણા દષ્ટિથી કીધો વિસ્તાર ।**

**સ્નેહ કૃષ્ણદાસી અને પ્રેમ લક્ષણા કહિએ કારણ કો સમજે નહિ અનુભવથી લહીએ ।**

**પાંચ વરષ પ્રવેશથી હરખ્યા તેણીવાર અક્ષર દેખાડ્યા તણો આવ્યો ઓછવ સાર ।**

**સંવત્ સોલ વારોતરે એમ કારજ સીધું માગશિર સુદી સુભદિન જોઈ મુહૂરત તે લિધું ।**

**અંગ કસરત:-** ગુરુને ત્યાંથી ભણી આવ્યા પછી પોતાના મિત્ર વગેરેને સાથે લઇ શ્રીગોકુલેશજીના અંગ-કસરતને માટે તૈયાર કરેલા અખાડામાં જતા અને ત્યાં દડા, ગેંદ, ચૌગા, લવંગી, ચકરી વગેરે અનેક પ્રકારની રમતો રમી, પોતાના શરીરને યોગ્ય કસરત આપી કેળવતા. રમતોમાં જોઇતો સામાન જેવો કે ગેંદ, ચકરી વગેરે મધુસૂદન નામનો એક અડેલ નિવાસી સુતાર (શ્રીગોકુલેશજી તરફના ભક્તિભાવને લઇ) ઘણી હોંશથી કરી આપતો. એના વિશે શ્રીગોકુલેશજીએ શ્રીમુખે કહ્યું છે કે :

પાછે હમજો માગિયે સો વે કર દેવે;

વાકુ હમ કછુ દીજિયે, સો કહબુ ન લેવે.

હમકુ જબ દેખે, તબે બહુત સુખ પાવે;

વૈષ્ણવ અરુ નીકો હતો, કહ્યું સ્વતઃ સ્વભાવે.

**આંખ-મિચામણી :-** અખાડા સિવાય રાત્રે આંખ-મિચામણી વગેરે રમતોમાં પણ શ્રીગોકુલેશ પ્રભુ ભાગ લેતા. એમાં તો સમાન વયનાં નિર્વિકારી બાળકો તેમજ બાળકીઓ સઘળાં સાથે રમતાં અને ચારે તરફ આનંદ ફેલાવતાં. આ રમતોનો ક્રમ તો હાલ આપણા બાળકો રમે છે તેવો જ હતો.,

**રાજખેલ અને બીજી રમત :-** કેટલીક વખત શ્રીગોકુલેશ પ્રભુ રાજખેલ કરતા. પોતાના મિત્રોમાંથી એકને મંત્રી બનાવે, એકને ચતુર જોઇ પંડિત બનાવે તથા પોતે રાજ્યાસન ગોઠવી એ પર રાજા બની બેસે. આસપાસ એકને છત્ર છરી ઊભો રાખે, એકના હાથમાં ચમ્મર આપે તથા એકને સભાચતુર બનાવી પોતાની સન્મુખ બેસાડે. એ વખતે કોઇ તરફ ઘણી પ્રીત બતાવે, કોઇને કાંઇ વાંક કાઢી રાજા તરીકે શિક્ષા કરે અને કેટલાક પંડિત થઇ આવે તેમનો શાસ્ત્રાર્થ સાંભળે અને એમાં જે વિજયી નીવડે તેને બક્ષિસ આપી સંતોષ આપે.

એ સિવાય કેટલાક ભાટ, માઘધ, વગેરે થઇ આવે અને શ્રીગોકુલેશ પ્રભુની સામે બેસી નવા શ્લોક તથા કવિતા બોલી એમનાં યશોગાન ગાય, એમને હાથી, ઘોડા, વસ્ત્ર, અલંકાર આપી એમનું સમાધાન કરે અને એઓ સર્વ આશિષ આપી વિદાય થઅય. આ પ્રમાણે જ્યારે શ્રીગોકુલેશજી રાજ-ખેલની રમત કરતા ત્યારે જે સ્થાનમાં એ રમત થતી હોય તે સ્થાન એક ભવ્ય રાજ્ય દરબાર હોય તથા શ્રીગોકુલેશજી કોઇ મહારાજાધિરાજ હોય એવું આસપાસ ઊભાં રહેલાંઓને આબેહૂબ દ્દષ્ટિગોચર થતું, એટલું જ નહિ, અજાણ્યા માણસો તો એમાં ભૂલ પણ ખાતા. ફક્ત રાજખેલની રમતમાં આ પ્રમાણે થતું, એટલું જ નહિ, પણ શ્રીગોકુલેશજી રમત કરતા એ સર્વ આવી જ રીતે આબેહૂબ થતી.

આ સિવાય ચોપાટ, પાનાં, શેત્રંજ, સોગઠાં તથા પાસાની જુદી જુદી અનેક રમતોમાં શ્રીગોકુલેશ પ્રભુ પ્રવીણ થયાં હતા.

**સવારી :-** શ્રીગોકુલેશ પ્રભુને મૂળથી ઘોડે બેસવાનો અતિશય શોખ હતો અને તેથી શ્રીગોકુલથી શ્રીગોવર્ધન ઘોડા પર બેસીને જ પધારતા. આ સિવાય જ્યારે પરદેશ પધારતા, અથવા તો સવારીમાં નીકળતાં ત્યારે પણ એઓશ્રી ઘોડાની જ સવારી પસંદ કરતાં. આ સિવાય હાથી, વગેરે પર પણ સવારી કરી જાણતા. કેટલીક વખત તો હરણ, ગેંડા, મેંઢાં, તથા બકરી પર બેસી ગેંદુક તથા ચકરીની રમતો રમતા. શ્રીગોકુલેશજીને આ રમતોનો શોખ એટલો તો હતો કે ભોજન સમયે માતાજી ભોજન કરવા બોલાવે ત્યારે પોતાને ભૂખ નથી એમ કહી માતાજીને પાછાં કાઢતા, પણ રમત અધૂરી મૂકી જતા નહિં.

**માસીનો પ્રેમ :-** શ્રીગોકુલેશ પ્રભુ માટે એમનાં માસી પોતાના ગામમાં જ અનાજ ઘણું પાકતું તેથી લીલા ધાન્યનો પોંક તથા ચેવડો કરી મોકલી આપતાં. પછી માતાજી એમાંથી પૈસાભર લઈ દૂધના કટોરામાં રાત્રે ભીંજવી રાખતાં. સવારે એ ફૂલીને કટોરો ભરાઇ જતો અને એ શ્રીગોકુલેશજી ઘણા સ્વાદથી ખાતા એમ શ્રીમુખે કહ્યું છે :

વાકો સ્વાદ કહા કહુ, ઓર બહુત સુવાસ;
કોમલ અતિ નવનીત, લેતે સુખ રાસ.

**કાકીનું હેત :-** શ્રીગોકુલેશ પ્રભુ પર જેવો એમના માસીનો પ્રેમ હતો, તેવો જ કાકીનો પણ હેત હતો શ્રીગોકુલેશ પ્રભુ સ્વમુખે કહ્યું છે કે :

કાકીને કહબુ નહિ, મોસું રીસ કીની;
બહુત હેત મો પર કરે, ઓર રહે આધીની.
જબ કહબુ લોંદગી, લરિકા માંહે કરિયે;
આપ પરસ્પર ખેલમાંહે જબહી હમ લરિયે.
તબ કાકી ઈન-સુ કહે, તુમ મુખથી બોલો;
આંખ તુમારી તીસરી, લરકા પટ ખોલો.
કાકી કછુ બોલે નહિ, સયાહી ખીજે;
તબ હમ જાયે ભાજકે, કાકી મન રીજે.
નિત્ય કહે હમ લોંદગી, પ્રતિ-છિનુ બહુ તેરી;
કાકીને મોહે ઉપરે, કબહુ દ્દષ્ટિ ન ફેરી.

**શ્રીવલ્લભ કલ્પતરુ ફલ લાગ્યો વિઠ્ઠલેશ ।**
**તાકો રસ રૂપ એહી હૈ શ્રીગોકુલનાથ વરેશ ।।**

..ક્રમશઃ

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા





# શ્રીગોકુલેશ વાક્સુધા

## ।। શ્રીસર્વોત્તમસ્તોત્રમ્ ।।

## ।। શ્રીગોકુલનાથજીની ટીકા સહિત ।।

...ગતાંકથી આગળ

ગયાં અંકમાં આપણે શ્રીગુસાંઈજી પ્રગટિત શ્રીમહાપ્રભુજીનું દસમું નામ **मायावाद-निराकर्ता**[१०] વિષે સમજવાનો પ્રયાસ કર્યો. શ્રીમદ્ ભાગવતમાં જો આપણે અનુસંધાન કરવું હોય તો આપણે માયાવાદ-નિરાકર્તાને દશમ્ સ્કંધમાં અલગ અલગ જગ્યાએ આ નામની પ્રતિતી થાય. आत्मनिर्वेशमात्रेण (૧૦.૧૦.૨૬), तत्र श्रिया परमया (૧૦.૧૦.૨૮), वासुदेवस्य सान्निध्यं (૧૦.૧૦.૨૨), किं वेद निरयो यतः (૧૦.૧૦.૧૦), अम्भोजवनराजिनि (૧૦.૧૦.૪), सत्यं कर्तुं वचो हरिः (૧૦.૧૦.૨૪), बालेन निर्ष्कषयता (૧૦.૧૦.૨૭).

શ્રીગુસાંઈજી પ્રગટિત આ અલૌકિક નામોને સમજવું હોય તો શ્રીમદ્ ભાગવતના પ્રસંગોનું અનુસંધાન રાખવું જરૂરી છે. ગયા વખતે આપણે શ્રીમહાપ્રભુજીનું અલગ સ્વરૂપ સમજવાનો પ્રયાસ કર્યો, આપશ્રી મિથ્યા-માયિક છે એવું નિરૂપણ કરવાવાળો જે માયાવાદ છે તેનું આપ નિવારણ કરવાવાળા છો, માયાવાદના નિરાસ કરવાવાળા છો, **मायावाद-निराकर्ता**[१०] સ્વરૂપ છે.

હવે શ્રીમહાપ્રભુજીનું સ્વરૂપ આગળ કેવું છે? એવી એક શંકા થાય છે કે આગળ જે બે નામ કહ્યાં છે કે આપ સાકારબ્રહ્મવાદનું સ્થાપન કરવાવાળા છો અને આપ વેદપરાગ છો, તે નામથી જ માયાવાદનું નિરાકરણ તો થઈ ગયું છતાં, પણ ફરીથી આ નામ કહેવાનો આશય એ છે કે માયાવાદ સર્વથા (દરેક પ્રકારે) વેદથી વિરૂદ્ધ છે. તેથી તેનું નિરાકરણ ચોક્કસ કરવું જોઈએ. તેથી અલગ નામ કહ્યું. માયાવાદી કહે છે કે, માયા દ્વારા પ્રકટ થયેલું હોવાથી બધું જ કાંઈ મિથ્યા છે. તો આ વાદ વેદ વિરૂદ્ધ છે. તે શા માટે? તો વેદમાં દરેક વસ્તુને સત્ય કહેલી છે, તેથી આ વેદ વિરૂદ્ધ વાદ છે. તેને જ દૂર કર્યો. જ્યારે આવી શંકા કોઈક કરે ત્યારે શ્રીગુસાંઈજી આજ્ઞા કરે છે કે શ્રીમહાપ્રભુજી કેવા છે? આના સમાધાન માટે શ્રીગુસાંઈજી શ્રીમહાપ્રભુજીનું અગ્યારમું નામ પ્રગટ કરે છેઃ **सर्ववादि-निरासकृत्**[११] શ્રીમહાપ્રભુજી વેદવિરુદ્ધ અર્થ કરવાવાળા બધા વાદિઓનું ખંડન કરવાવાળા છો.





**मायावाद-निराकर्ता**[१०] **सर्ववादि-निरासकृत्**[११] ।।

**भक्तिमार्गाब्जमार्तण्डः**[१२] **स्त्रीशुद्राद्युद्धृतिक्षमः**[१३] ।।९ ।।

ભાવાર્થ :- [૧૦]શ્રીમહાપ્રભુજી બધું જ કાંઇ મિથ્યા-માયિક છે એવું નિરૂપણ કરવાવાળો જે માયાવાદ છે તેનું આપ નિવારણ કરવાવાળા છો, [૧૧]આપશ્રી વેદવિરુદ્ધ અર્થ કરવાવાળા બધા વાદિઓનું ખંડન કરવાવાળા છો, [૧૨]આપ ભક્તિમાર્ગરૂપ જે કમળ છે તેના માર્તંડ, તે સૂર્યરૂપ-પ્રકાશને કરવાવાળા છો, અને [૧૩]આપ સ્ત્રી-શુદ્રાદિક સકલ જીવોના ઉદ્ધાર કરવાવાળા છો.

**सर्ववादि-निरासकृत्**[११] :- આપશ્રી વેદવિરુદ્ધ અર્થ કરવાવાળા બધા વાદિઓનું ખંડન કરવાવાળા છો.

**રાગ : ટોડી**

સર્વવાદિનિરાસકૃતકૌ કૌ જન પાવત પાર ।।
શ્રુતિ સ્મૃતિ શાસ્ત્ર પુરાન અગોચર પુરુષોત્તમ નિરધાર ।। ૧ ।।
ધરનીતલમેં પ્રકટ ભએ બિનુ બસુધા બૂડત ભાર ।।
પ્રાકૃતરૂપ અસુર મોહનકૌં અપ્રાકૃત પ્રાન આધાર ।। ૨ ।।
બિનુ સાધન ઉદ્ધરત નિજજનકૌં પ્રકટ કૃષ્ણ અવતાર ।।
જો સર્વસુ શ્રીવ્રજજનકૌં દૈ સૌં 'ગોવિન્દ' કૌ હૈ રખવાર ।। ૩ ।।

**શ્રીમહાપ્રભુજી સર્વ વેદવિરુદ્ધ અર્થ કરવાવાળા બધા વાદિઓનું ખંડન કરવાવાળા**[૧૧] **सर्ववादि-निरासकृत्**[११] છે.

**મૂળ ટીકાનો ભાવાર્થ** :- એ પ્રમાણે માયાવાદનું ખંડન કરીને, તે સિવાયનાં શાસ્ત્રો પણ વેદથી વિરુદ્ધ હોવાથી, જૂદા જૂદા મતને અનુસરનારા વાદીઓનું પણ વેદના મતને અનુસરીનેજ (શ્રીઆચાર્યજી) ખંડન કરનારા છે, એમ જણાવવા 'સર્વવાદિનિરાસકૃત્' નામ કહેલું છે. જો કે માયાવાદનું નિયમ પ્રમાણે તેઓ બધું એ જગત્ મિથ્યા હોવાનું માનતા નથી, છતાં પણ નૈયાયિકો ઈશ્વરમાં જ્ઞાન ઈચ્છા અને પ્રયત્ન સિવાયના શ્રુતિમાં કહેલા આનંદમયપણું વિગેરે ગુણો હોવાનું માનતા નથી. મિમાંસકોં તો ઈશ્વર જ હોવાનું માનતા નથી. સાંખ્ય વિગેરે પણ તેમ (માને છે). તેથી આ બધું વેદથી વિરૂદ્ધ હોવાથી તેનું ખંડન થાય તે માટે 'સર્વવાદિનિરાસકૃત્' (સર્વવાદિઓનું ખંડન કરનાર) એ નામ કહેલું છે. ૧૧

**સરળ સમજૂતિ** : સં.૧૫૪૬માં આપશ્રી ઉજ્જૈન પધાર્યા ત્યાં સાંદિપનિ ૠષિના આશ્રમ નજીક આપનો મુકામ હતો. તે સમયે એક પીપળાનું પાન આપની પાસે ઉડીને આવ્યું. આપશ્રીએ તે પાનને જમીનમાં રોપ્યું જે એકજ રાત્રિમાં વૃક્ષ બની ગયું. આ ચમત્કાર જોઈ ઉજ્જૈનના અન્ય મતમતાંતર વાદીઓ





આપશ્રીની સાથે શાસ્ત્રાર્થ કરવા આવી શક્યા નહીં. પરંતુ જ્યારે આપશ્રીએ શ્રીભાગવત પારાયણ પ્રારમ્ભ કર્યો ત્યારે શ્રીમહાદેવજી સાંભળવા પધાર્યા. શ્રીઆચાર્યજીએ શ્રીમહાદેવજીને કહ્યું કે અમો તો અહિં બ્રહ્મવાદનું સ્થાપન કરવા આવ્યાં છીએ અને અમારી સામે કોઇ વાદી શાસ્ત્રાર્થ કરવા આવતા નથી, તો આપ તેઓને પ્રેરણા કરી શાસ્ત્રાર્થ કરવા મોકલો. ત્યારે શ્રીમહાદેવજીની પ્રેરણાથી અન્ય વાદીઓ શાસ્ત્રાર્થ કરવા શ્રીઆચાર્યજી પાસે આવ્યાં. આપશ્રીએ સર્વવાદીઓને નિરૂત્તર કરી બ્રહ્મવાદ સ્થાપન કર્યો. આવી રીતે ઉજ્જૈન વગેરે સ્થાનો ઉપર આપશ્રીએ સર્વવાદીઓને નિરાસ કર્યા છે.

**શ્રીમહાપ્રભુજી વેદવિરૂદ્ધ અર્થ કરવાવાળા બધા વાદિઓનું ખંડન કરવાવાળા છે. સર્વવાદિ-નિરાસકૃત્ છે.**

.ક્રમશઃ

સંયોજનઃ- જિન શ્રીવલ્લભરૂપ ન જાન્યો, શ્રીગોકુલેશ વાક્ સુધામાંથી સાભાર

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

# શ્રીગોકુલનાથજીકે ચોબિસ વચનામૃત

## ૧૬. દર્શન, જપ-માલા, આલસ અને જીવનું સ્વરૂપ

અબ ઓરહું શ્રીગોકુલનાથજી કલ્યાણ ભટ્ટ પ્રતિ આજ્ઞા કરત હેં. ષોડષમો લક્ષણ કહત હેં. જો વૈષ્ણવ દેશ પરદેશ જાય તહાં પુષ્ટિમાર્ગીય શ્રીઠાકોરજી બિરાજત હોય તો તહાં આપ ચલી કે જાય ઓર તહાં ભગવદીય હોય તિનકે પાસે ચાલીકે જાય. ઓર અન્યમાર્ગીય પૂજા હોય તો તહાં સર્વથા ન જાનો. પાખંડ રીતિસોં અપુની દેહ નિર્વાહકે લીયે પૂજા માંડી હોય તહાં સર્વથા ન જાનો. જહાં શ્રીઆચાર્યજીકી રીતિસોં સેવા હોય તહાં સાક્ષાત્ શ્રીપુષ્ટિ પુરુષોત્તમ બિરાજે જાને, તહાં જાય. ઓર નિત્ય ન બની આવે તો જબ આવે તથા જબ વિદાય હોય.

બડે ઉત્સવાદિમેં યથાશક્તિ ફલ ફૂલ શાક પાક પહોંચાવનો, ઓર ભેટ કરનો. ઓર શ્રીજીકે દર્શનમેં આલસ ન રાખે. ઓર પ્રભુનકે દર્શનમેં આલસ કરે તો અજ્ઞાન બઢે. ઓર પ્રભુકી સેવા કરત હોય ઓર દર્શન હોય ચૂકે તો અપરાધ નાહીં. પ્રભુકે દર્શનતેં જ્ઞાન હોય ઓર જ્ઞાન હૃદયમેં ભયે તબ ભગવદ્ સ્વરૂપ હૃદયારૂઢ હોય ઓર અજ્ઞાનતેં વિષયાદિકી આસક્તિ હોય.





ઓર જપ કરે સો કાહુકો જનાવે નહીં. જપનામ હેં સો અત્યંત ગોપ્ય કો હે. ઓર શાસ્ત્ર હુમેં કહે હે જપ એસો કરનો જો હોઠ રંચકહુ ખુલે નાહિ, યા ભાંતિ ભીતર અનુભવ કરત હી જપ કરનો. જીતનો પ્રકટ હોય તિતનો જપ કે ફલમેં તિરોધાન હોય. ઓર ગોમુખીમેસું જપકી માલા બાહીર નિકાસે નાહી ઓર માલા ભીતર ઉરજાય તો ઉપરનામેં નિકાસીકે સુરજાય કે ધરે ઓર માલામેં મણિકા ૧૦૮ રાખે. સુમેરકો ઉલ્લંઘન કરે તો લીલા તે બાહિર હોય. જપકો ફલ તિરોધાન હોય. ઓર ગોમુખી ઉપરનામેં ઢાંખિકે જપ કરનો ઓર ગોમુખી હે સો અલૌકિક હે.

જપમેં બોલનો નાહીં. દેહ-મનકો સંચાલન કરનો. નેત્ર મુંદિકે રહે લૌકિક દૃષ્ટિ તેં મન લૌકિકમેં જાય જપકો તથા સેવાકો સાધારણ લૌકિક ક્રિયા ન જાને અલૌકક જાને. કદાચ લૌકિક જાને તો વાકો પ્રભુ જપ ન કરાવે ઓર પ્રતિબન્ધ હોય તો તે સેવાકો-જપકો હુ માહાત્મ્ય ભૂલે નાહીં માહાત્મ્ય ભૂલે તો સાધારણ જાને. તબ આલસ હોય ઓર આલસતેં અજ્ઞાન હોય, અજ્ઞાનતેં દુર્બુદ્ધિ-સંસારાસક્તિ હોય, સંસારાસક્તિ તેં શ્રીઠાકોરજીતેં બહિર્મુખ હોય.

યહ કહે જો સેવા દર્શન જપ-પાઠ તેં કહા હોયતો ? ઓર લૌકિક વિના નિર્વાહ કેસે હોયગો ? ઓર વૈષ્ણવ મિલે સો પાખંડ કરિકે કહે. જો સેવા દર્શનમેં કહા હૈ ? મન લાગે તબ કાર્ય હોય ! યહ તો યાહી પચી મરત હે. સો યા પ્રકાર સિદ્ધાંત કરી લૌકિકમેં તત્પર હોય મન હે સો ભગવદ્ ધર્મ, સેવા, દર્શન, જપ પાઠ, કીર્તન, વાર્તા કરન લગેતો. કચુક લૌકિક કાર્યમેં લાગેગો. પરંતુ જીવકી બુદ્ધિ ઉલટીહે તાતે ભગવદ્ ધર્મમેં બુદ્ધિ લાગત નાહીં. સો યા પ્રકાર દુષ્ટ સિદ્ધાંતતે શ્રીઠાકોરજી અપ્રસન્ન હોત હે. વૈષ્ણવ ધર્મમેં આય કે દાસ હોય ઓર ભગવદ્ ધર્મકો એસે સાધારણ ન જાને. અલૌકિક જાને કહાં મેરી લૌકિક દેહ તાસો પ્રભુ કૃપા કરીકે અલૌકિક સેવા કરાવે હે, ઓર લૌકિક જીભતે ભગવદ્ નામ નિકાસે હે, સો શ્રીમહાપ્રભુજીકી બડી કૃપા તે તત્પર ભઇ હે. લૌકિક તો સઘળી યોનિમેં સિદ્ધિ હોત આયો હે. ઓર પ્રભુનકે સ્વરૂપકો દર્શન, સેવા, સ્મરણ, જપ, પાઠ તો પરમ દુર્લભ હે, સો જબ યહ માહાત્મ્ય જાને તબ પ્રીતિ હોય યા પ્રકાર શ્રીગોકુલનાથજી કલ્યાણ ભટ્ટ પ્રતિ વૈષ્ણવનકો શિક્ષા દીયે હે. ઇતિ ષોડષપ્રસંગ. ૧૬

..ક્રમશઃ

।। ઇતિ શ્રીગોકુલનાથજીકૃત પંદરમો વચનામૃત સંપૂર્ણમ્ ।।

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા





# સ્વરૂપનિષ્ઠા

## શ્રીગોકુલેશપ્રભુચરણના અંતરંગ ભગવદીયો

### પરમકૃપાપાત્ર ગોપાલદાસભાઇ વ્યારાવાળા

આ ગોપાલદાસ સુરત પાસે વ્યારા ગામના વતની હતા. પિતાનું નામ દેવજી મહેતા, જે શ્રીગુસાંઈજીના સેવ હતા અને માતાનું નામ વ્હાલબાઇ હતું. કારતક સુદ ૨ના દિવસે ગોપાલદાસભાઇનો જન્મ થયો હતો.

ગોપાલદાસભાઈના પિતા શુદ્ધ ભાવવાળા અને શ્રીગુસાંઈજી પ્રભુચરણના એકનિષ્ઠ વૈષ્ણવ હતા. જ્યારે શ્રીગોકુલેશ પ્રભુ ગુજરાત પધાર્યા ત્યારે વ્યારા ગામમાં તેમના ઘેર પધાર્યા હતા. શ્રીગોકુલેશજીએ અતિ કૃપા કરીને ગોપાલદાસભાઈને શરણે લઇ, તેમના હૃદયમાં પુષ્ટિજ્ઞાનનું બીજ સ્થાપન કર્યું હતું.

ગોપાલદાસભાઈના ત્રણ જન્મ થયાં હતાં, જે નીચેના ધોળ પરથી જણાય છે

શ્રીવલ્લભ અનુરાગીયા એ, ગોપાલદાસ નિજભક્ત;

પરમ રસિક સૌભાગીઆ એ, શ્રીવિઠ્ઠલસુતપદ આસક્ત. ૧

સખીગણ સકલ શિરોમણિએ, જ્ઞાનરૂપ પ્રભુશક્તિ;

નેહનિપુણ વાત્સલ્યભર્યા એ, પ્રિયમાં અતિઅનુરક્તિ. ૨

કેલિકલા ગુણ નાગરીએ, રસ ઉપજાવવાને અર્થ;

શ્રીમુખ્ય સ્વામિની સહચરીએ, અંગોઅંગ રૂપ સામર્થ્ય. ૩

સુભગા સખી સુહાગન એ, નખશિખ રૂપ અનુપ;

ઇન્દ્રિય સકલ નિરોધીયાં એ, તન્મય ગોકુલભૂપ. ૪

પ્રાણપતિ હિતકારણ એ, પ્રગટ્યા ભુતલમાંહ

તીન જન્મ ધારણ કર્યા એ, સમય સમય રુચિ જાંહ. ૫

પ્રથમ બાલ્યરસ અનુભવ્યા એ, સારંગદે ધર નામ;





રાજનગર પુનિ પ્રગટીયા એ, શૃંગારદે પ્રિયસુખધામ. ૬

ઉભય તરુણરસ વિલસીયા એ, યુગલ મનોરથ સિદ્ધ;

રમણ કરીને સંતોષીયા એ, લીલાસિંધુ અગાધ. ૭

ફરી પ્રગટ્યા ગુજરાતમાં એ, વ્યારા જ્યાં હાં શુભઠામ;

માત સોહાગીન પતિવ્રતા એ, પિતા ભગવદીય દેવજી નામ. ૮

એ પ્રમાણે ગોપાલદાસભાઈના ત્રણ જન્મ થયાં: પ્રથમ જન્મ 'સારંગદે' નામથી જે શ્રીગુસાંઈજીના ખવાસીમાં નિમગ્ન હતા, બીજું જન્મ રાજનગરના વિઠ્ઠલદાસના સ્ત્રી 'શ્રૃંગારદે' નામે થયું અને ત્રીજું જન્મ વ્યારાના દેવજી મહેતા ગૃહે 'ગોપાલદાસ' રૂપે થયું હતું.

આ ગોપાલદાસે ગામ, જ્ઞાતિ, ઘર, વગેરેનો ત્યાગ કરી કુટુમ્બ સહિત શ્રીમદ્ ગોકુલ આવી શ્રીગોકુલેશ પ્રભુના શ્રીચરણારવિંદની નિકટ સ્થિર વાસ કર્યો હતો.

તેઓ મહાન કવિરત્ન હતા. આ ભગવદીય કવિએ સ્વાનુભવથી શ્રીગોકુલેશ પ્રભુનું સ્વરૂપ, લીલા વગેરેનું જ્ઞાન કરાવતું વિપુલ સાહિત્ય પ્રગટ કર્યું છે. તદુપરાંત સમય સમયનાં ગુજરાતી તેમજ વ્રજભાષામાં અનેક ધોળ-પદની પણ રચના કરી છે. તેઓએ ગુજરાતી પદ્યમાં 'શ્રીગોકુલેશ-લીલા-રસાબ્ધિ-ક્રીડા કલ્લોલ' નામે એક વિશાળ ગ્રંથ પ્રગટ કર્યો છે, જેના પાંચ તરંગ છે: ૧. પ્રાગટ્ય સિદ્ધાંત - જેમાં શ્રીમહાપ્રભુ શ્રીવલ્લભાધીશથી લઈ શ્રીગોકુલેશ પ્રભુચરણ સુધીના પ્રાગટ્ય-લીલા વગેરેનું પ્રમાણભૂત વર્ણન છે, ૨. રસિકરસ ગ્રંથ - જેમાં દૈવીજીવોના રસદાનાર્થે શ્રીગોકુલેશ પ્રભુ ગુજરાતમાં પધાર્યાનું સોળ માંગલ્યમાં સવિસ્તાર વર્ણન છે, ૩. તૃતીય તરંગ, ૪. માલોદ્ધાર - જેમાં શ્રીગોકુલેશ પ્રભુના શ્રીમાલા-તિલક દિગવિજયનું અગ્યાર માંગલ્યમાં વર્ણન છે, અને ૫. પંચમ તરંગ.

વિશેષમાં ગોપાલદાસભાઈએ રચેલા શ્રીસ્વરૂપરસાવલી નામના મોટા પદ્ય ગ્રંથમાં શ્રીગોકુલેશ પ્રભુ અને આપશ્રીના અંતરંગ ભગવદીયોનું સુંદર વર્ણન છે. આ ગ્રંથમાં ૧૦૮૩૨ કડી તથા ૨૧ માંગલ્ય છે. તદુપરાંત તેમણે તત્ત્વાર્થદોહન, મન:પ્રબોધ, ભક્તભાવાર્થ રસગ્રંથ, ગોકુલેશપુર, નિત્યચરિત્ર, ૭૮ ભગવદીયોની નામાવલિ, વગેરે વિશાળ સાહિત્યસાગર પ્રગટ કરી, નિજજનોનું ભાવસિંચન કર્યું છે.

શ્રીગોકુલેશ પ્રભુ નિત્યલીલામાં પધાર્યા પછી, ભૂતલ પરના શ્રીગોકુલેશ પ્રભુના વિરહી સમાજનું ભાવપોષણ કરવા ગોકુલભાઈજીની જેમ ગોપાલદાસભાઈને પણ શ્રીગોકુલેશ પ્રભુએ ભૂતલ ઉપર





રહેવાની આજ્ઞા કરી હતી. શ્રીગોકુલેશ પ્રભુની આસુરવ્યાહમોહલીલા પછી આપશ્રીના અનન્ય ભગવદીયોમાં જે વિરહાગ્નિ પ્રગટ્યો હતો તે શાંત કરવા માટે શ્રીગોકુલેશ પ્રભુના ગુણાનુવાદ સિવાય અન્ય કોઇ માર્ગ રહ્યો ન હતો. આથી તે સમયે ગોપાલદાસભાઇએ આ વિરહવસ્થાની સાંત્વના અર્થે અનેક ગ્રંથોની રચના કરી, શ્રીગોકુલેશ પ્રભુના અલૌકિક ગુણાનુવાદની સરિતા વહેવડાવી હતી. શ્રીગોકુલેશ પ્રભુએ આ ભગવદીય કવિના હૃદયમાં સાક્ષાત્ બિરાજીને જ પ્રાકૃત ભાષામાં ગ્રંથો પ્રગટ કરાવ્યા હતા, એવું ગોપાલદાસભાઇ સ્વયં જણાવે છે. માટે આવા ભગવદીયની વાણી પ્રમાણરૂપ અને ફલરૂપ જ છે, એમ જાણી સદા રસપાન કરવું જોઇએ.

ગોપાલદાસભાઇ શ્રીગોકુલેશ પ્રભુના અત્યંત કૃપાપાત્ર અંતરંગ ભગવદીય હતા. શ્રીગોકુલેશપ્રભુના સેવકોમાં તેમનું વિશિષ્ટ સ્થાન હતું. તેમનું સર્વસ્વ એકમાત્ર શ્રીગોકુલેશ પ્રભુચરણ હતા. શ્રીમદ્ ગોકુલ ત્યજી તેઓ અન્ય ક્યાંય કદી ગયા નહોતા. શ્રીગોકુલેશ પ્રભુ તેમના ઉપર સદા પ્રસન્ન રહેતા હતા. આવા પરમકૃપાપાત્ર ભગવદીયના હૃદયનો ભાવ શબ્દોમાં વ્યક્ત થઇ શકે એમ નથી. તે અનિર્વચનીય છે.

## પરમકૃપાપાત્ર ગોપાલદાસભાઇ વ્યારાવાળાના સ્ત્રી – જવાં દે

આ ગોપાલદાસભાઇના સ્ત્રી જવાં દે શ્રીગોકુલેશ પ્રભુના પરમ કૃપાપાત્ર તામસ ભક્ત હતાં. શ્રીપ્રાણ પિયુજીમાં સ્નેહ, આસક્તિ અને વ્યસનના પૂર્ણ રસરાશિરૂપ હતાં. તેમની સાથે શ્રીગોકુલેશ પ્રભુ ગોપ્ય વાર્તા પણ કરતાં હતા.

શ્રીગોકુલેશ પ્રભુના નિત્યલીલામા પધાર્યાના નવમા દિવસે તેમને મૂર્છા આવી. વેણીભાઇના પુત્રી ગોરબાઇ અને દેવજી ગાંધીના સ્ત્રી કહાનબાઇ- ત્રણે સાથે મળીને શ્રીગોકુલેશ પ્રભુના વિરહાગ્નિમાં ઝૂરવા લાગ્યા. અંતે વિપ્રયોગ્નિ અતિ ઉત્કટ બનતાં દેહ ત્યજી શ્રીગોકુલેશ પ્રભુની નિત્યલીલામાં પહોચ્યાં અને શ્રીમુખારવિંદના દર્શન કર્યાં.

આવા ઉગ્રભાવી ભગવદીયના ભાવ અને ભાગ્યનું શું કહેવું ?

...ક્રમશઃ

સંયોજનઃ- સ્વરૂપનિષ્ઠા પુસ્તક, પ્રકાશક ભાઇલાલભાઇ શેઠ.

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા





# શ્રીધોલ પદ

## શ્રીગોકુલેશવર રસિક સ્વરૂપજી

શ્રીગોકુલેશવર રસિક સ્વરૂપજી, ભક્તને અર્થે પ્રગટયા ભૂપજી. ૧
સદા સર્વદા લીલા એ રાજેજી, ભક્ત સહિત શ્રીગોકુલ ગાજેજી. ૨
એ લીલા છે રસનું રૂપજી, અનુભવી જાણે એહ સ્વરૂપજી. ૩
પરમ ભક્ત મોહનભાઈ જેહજી, માહાપ્રભુ શું છે અતિ ઘણો નેહજી. ૪
પ્રભુવિણ ન્યારા ના રહે ક્ષણું અજી, સ્વરૂપ ના જાણ્યું કોઈએ એહો તણું અજી. ૫
એ પ્રભુને ભાગ્યરાસ જ જાણેજી, જીભ્યાએ કરી કયેમ વખાણેજી. ૬
પ્રભુના રસમાંહાં એહ સોહાગીજી, સદા રહ્યા શ્રીચર્ણે લાગીજી. ૭
જ્યાંહાં પ્રભુ ત્યાંહાં એહો છે પાસેજી, એહો જાણે વાહાલાનો આશયજી. ૮
એહોને હાથ છે સ્વરૂપ રસાલજી, વશ થઈ રહ્યા છે શ્રીવલ્લભલાલજી. ૯
સેવા કરી એહોએ સુખસારજી, તનુજા વિત્તજા મોદ અપારજી. ૧૦
વરસ દિવસ લગી ઉપયોગ આવેજી, સામગ્રી જે સ્નેહ લાવેજી. ૧૧
સદાસર્વદા વાત્સલ્ય કરેઅજી, વ્હાલાજીનું સ્વરૂપ તે ઉરમાં ધરેજી. ૧૨
સામગ્રી જે આવે ઉપયોગજી, ભોગરાગ રસ અતિ સંજોગજી. ૧૩
કરે મનોરથ ઉત્સવના બહુઅજી, તે અનુભવી જાણે છે સહુઅજી. ૧૪
પરમ રસિક ગોકુલભાઈ ભક્તજી, તેહોએ ગ્રંથ કીધા અનુરક્તજી. ૧૫
તે માંહે છે અતિ વિસ્તારજી, તેથી લેહજો સુખનું સારજી. ૧૬
કહીએ હવે તે બીજો પ્રસંગજી, વ્હાલાજીની સેવા અતિ રસરંગજી. ૧૭
પરમ ભક્ત ગોકુલભાઈ એહજી, કરે સેવા શ્રીચરણે તેહજી. ૧૮
એહોની સ્થિતિનો કરૂં તે વિચારજી, સેવાને અર્થે મોદ અપારજી. ૧૯
પરમભક્ત પરમ સંજોગીજી, એહોની સ્થિતિ છે પ્રિય ઉપયોગીજી. ૨૦
તેહ કહું છું કાંઈ એક આશેજી, સાંભળજો ભક્ત એ બેઠા પાસજી. ૨૧
તમારા અનુભવની છે વાતજી, ફુલ્યાં ભક્ત સહુ અંગ ના માતજી. ૨૨
પરમ ભક્ત ગોકુલભાઈ દીઠાજી, તેહને અતિ ઘણું લાગ્યા મીઠાજી. ૨૩
તે જાણે ભાઈશ્રીનું રૂપજી, તેહોને પ્રિય એહ સ્વરૂપજી. ૨૪
ભાઈશ્રી ઉઠે પાછલી રાતજી, કરે તે દંડવત ભાવે પ્રાતઃજી. ૨૫
સ્વરૂપ વહાલાનું તે ઉરમાં ધરેજી, એહ સમેની સુરત બહુઅ કરેજી. ૨૬
પછે ન્હાવાને વેગા તે આવેજી, ચરણામૃત લેઈ વ્હાલાને ભાવેજી. ૨૭

ન્હાએ રુચિ શું નિત્યની બાણજી, તપ્ત જળ બહુ એહોને સોહાએજી. ૨૮
અંગ અંગોછી ધોતી ધરેજી, ઓઢે ઉપરણો શિષ તે પરેઅજી. ૨૯
બેસી ધરે તિલક મન ભાયેજી, શ્વેત ચંદનનું એહોને સોહાએજી. ૩૦
વેગે કરીઅજી મંદિરને પાસજી, હસ્ત પખાલી અતિ હુલ્લાસજી. ૩૧
તાળાં ખોલે વેગે ધરીઅજી, આસન આગળ દીવી ધરીઅજી. ૩૨
આસન તણાં તે બિછાનાં કરેઅજી, સાજ તે સઘળા આણી ધરેઅજી. ૩૩
દીપકજ્યોત ત્યાં અતિ ઝળહળેજી, શોભા આવી એમાંહે ભલીઅજી. ૩૪
છાંણી જળ ભરે પાત્ર અપારજી, ગડુઆ તસ્ટી કાઢે તે વારજી. ૩૫
પછી સમેની અપેક્ષા કરેઅજી, જોઈ નક્ષત્ર તે વેગા ફરેઅજી. ૩૬
થયો અરુણોદય લહયો અંતે જ્યારેજી, સેજ્યા પાસે આવ્યા તે ત્યારેજી. ૩૭
જગાવા મહાપ્રભુ વિનતી કરીયજી, કહ્યો પ્રબોધ તે રસમાંહે ભરીઅજી. ૩૮
કરી દંડવત સુપૈતી લીધીજી, શ્રીમુખ જોઈ આશીષ બહુ દીધીજી. ૩૯
હસ્ત ફેરવે શ્રીઅંગ પરજી, પછે પધરાવ્યા શ્રીવલ્લભ વરજી. ૪૦
ચોકી ઉપર બેઠા સોહેજી, ઉપરણો ઓઢયો મન તાંહાં મોહેજી. ૪૧
ચોકી ઉઠાવી ભાઈશ્રીએ હાથજી, પધરાવ્યા સ્નેહે પ્રાણનાથજી. ૪૨
આસન ઉપર બેઠા રાજેજી, ઉપરણો ઓઢયો સુંદર છબિ છાજેજી. ૪૩
જ્યારે જેહવો ઋતુ સમે આવેજી, ત્યારે તેહવું ઓઢે સોહાવેજી. ૪૪
પછે તે શ્રીજી દંતધાવન કરેઅજી, ભાઈશ્રી તસ્ટી ગડુઓ-ધરેઅજી. ૪૫
દંતધાવન કરી વેગા થાયેજી, ઉપરણો મુખવસ્ત્રનો તે સોહાએજી. ૪૬
શ્રીમુખ પૂંછન કરીયું વેગેજી, એહોની બાંણ છે નિતને નેગજી. ૪૭
પીઢા સ્થલે તાહાં ગડુઆ ધરીઆજી, દ્વાર મંગળ કરી ભાઈશ્રી ફરીઆજી. ૪૮
પછે સેજયા મંદિરમાંહાં આવેજી, સેજયા તણો તે સાજ ઉઠાવેજી. ૪૯
નિજ સેવક તાંહાં પોછી પોતેજી, બાંધી છાત પિછવાઈ સોહે તે જી. ૫૦
દ્વાર ઉઘાડી ભાઈશ્રી આવ્યાજી, આસન પાસે ઉભા ભાવ્યાજી. ૫૧
ગાદી તેલ બિછાવણું લાવ્યાજી, ભાવ અનેક અતિશે સોહાવ્યાજી. ૫૨
બિછાવી ગાદી પધરાવ્યા નાથજી, ભાઈ અનેક અતિશે સોહાવ્યાજી. ૫૩
કંગઈ ધરી ફુલેલ લગાવેજી, ભક્ત સરિક ત્યાંહાં નિરખવા આવેજી. ૫૪
કરે પંખો તે રુચિ શું કરેઅજી, સુંદર ભાવે તે ઉલટ ભરિયાંજી. ૫૫
જેહેવી રીતુ તેહેવું તાંહાં કરેઅજી, અંગુઠી આગળ લેઈ ધરેઅજી. ૫૬
શ્રીઅંગને લગાવે તેલજી, ચાલે તાંહાં અતિ રસની રેલજી. ૫૭





એણી ભાંતે થાએ તેલાભ્યંગજી, તેલ સોહાય બહુ શ્રીઅંગજી. ૫૮
એ શોભા દીઠે બની આવેજી, અનુભવીને એ ચિત્તે સોહાવેજી. ૫૯
જળ સમોઈને સિદ્ધ તે કરિયાંજી, હાંડે ભરી બહુ તે ત્યાં ધરિયાંજી. ૬૦
ન્હાવાની કસેડી છે અતિ સારજી, રાખી પાસ મોદ અપારજી. ૬૧
કેસરરસ બહુ કહોરે ભર્યોઅજી, જલગુલાબ સાંધો માંહાં ધર્યો અજી. ૬૨
તેલ ચંબેલી ભેળાં એહજી, સુખદ ઘણું વહાલાને તેહજી. ૬૩

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

# વિચાર કરવો જોઇએ !

## સેવા-ઉપદેષ્ટા (સેવાનો ઉપદેશ કરનાર)

ગયાં અંકમાં આપણે સેવ્ય-સ્વરૂપ વિષે સમજવાનો પ્રયાસ કર્યો. અત્યાર સુધી વિચાર કરવો જોઈએ લેખમાળા હેઠળ આપણે સેવા ઉપદેશ દીક્ષા, સેવા-સ્વરૂપ, સેવા પ્રદર્શન, સેવા પ્રયોજન, સેવા-સ્થળ, સેવ્ય સ્વરૂપ અને સેવાકર્તા (સેવા કોણ કરી શકે) અને સેવાપરિચારક (સેવામાં સહાયક કોણ હોઇ શકે)એ વિષે સમજવાનો પ્રયાસ કર્યો. હવે આ વિષય ગંભીર આવે છે. સેવા કરવી છે, તો પછી સેવા કોણી પાસેથી પધરાવી ? કોણ આપણને સેવા પધરાવી શકે ? શું તેની માટે ગુરુ કરવા જોઈએ ? અને જો ગુરુ કરીએ તો પછી તે ગુરુ કેવા હોવા જોઈએ ? તે ગુરુના લક્ષણ કેવા હોવા જોઈએ ? આવા અનેક પ્રશ્નો થાય. તો ચાલો ! આપણે આ વિષયમાં શ્રીમહાપ્રભુજીની માર્ગની મર્યાદાનુસાર અને આપશ્રીના વચનોનુસાર સમજવાનો પ્રયાસ કરીએ.

परमत्र न सर्वेषां फलमुखाधिकारः किन्तु येषु भगवत्कृपा कृपापरिज्ञानं च मार्गरुच्या निश्चीयते. तत्र आदीतः साधनानि आह -

**कृष्णसेवापरं वीक्ष्य दम्भादिरहितं नरम् ।**
**श्रीभागवततत्त्वज्ञं भजेत् जिज्ञासुरादरात् ।।**

(तत्त्वार्थदीप निबंध सर्वनिर्णय २२७)

'**कृष्णसेवापरम्**' इति. यो हि गुरुः सेवाम् उपदेक्ष्यति स स्वयं चेत् तां उत्तमां जानीयात् तदा कथं स्वयं न कुर्याद् इति सेवापरएव गुरुः. तत्रापि निमित्तानि वारयति '**दम्भादिरहितम्**' इति. सेवाच प्रमाणमूलैव पुरुषार्थपर्यवसायिनी. अन्यथा मनसि अन्यद्विधाय अन्यथा करणे न फलसिद्धिः इति अभिप्रायेण आह '**श्रीभागवततत्त्वज्ञम्**' इति. '**जिज्ञासु**' न तु कौतुकाद्याविष्टः, भजनं-सर्वभावेन, तदा तदुक्तप्रकारेण भगवत्सेवा कर्तव्या.

'**वीक्ष्य**' इत्यनेन मार्गान्तराद् अत्र वैलक्षण्यं ज्ञापितम्. 'ईक्ष' दर्शनाङ्कनयोः, 'वि'ना च सम्यक्त्वं परीक्षणे द्योत्यते. तथाच तन्त्रे - '**गुरु परीक्षयेत् शिष्यम्**' इति वाक्यात् शिष्यो यथा परीक्ष्यते तथा अत्र गुरुः. नोचेद् अतादृशस्य लोकानुगतपशुरूपत्वात् तादृशो अनुसरणे अन्धानुगान्धवद् उभावपि पतेताम्. एतदर्थमेव जलभेदग्रन्थकरणं ज्ञेयम्...तेन ब्रह्मसम्बन्धोपि फलमुखः तस्यैव इति सिद्ध्यति. एवम् अधिकारसूचनेन अनधिकार्यपि व्यावर्तितः.(तत्त्वार्थदीप निबंध सर्वनिर्णय प्रकरण प्रकाश २३१)

શ્રીમહાપ્રભુજી નિબંધ ગ્રંથના સર્વનિર્ણયની ૨૨૭મી કારીકામાં અદ્ભુત આજ્ઞા કરે છે કે 'આ માર્ગ, પરંતુ બધાને ફલદાયક નીવડે તેવો અધિકાર દરેકને હોતો નથી. તે તો ભગવાનની કૃપા જેઓના ઉપર વરસી હોય તેઓનો જ હોય છે'. કોઇકના ઉપર ભગવાનની કૃપા છે કે નહિં તેની ખાતરી તે વ્યક્તિને કૃપાયૈકલભ્ય ભકતિમાર્ગ કે પ્રપત્તિમાર્ગમાં રુચિ છે કે નહિ તેના આધારે કરવી જોઇએ.

જેઓના ઉપર ભગવત્કૃપા વરસી હોય તેઓને માટે શરૂઆતથી જ કયા સાધનો છે તેનું નિરૂપણ કરવામાં આવે છે -

**''કોઇક પુરુષ શ્રીકૃષ્ણસેવામાં તત્પર છે કે નહિં, દમ્ભાદિ દુર્ગુણોથી રહિત છે કે નહિં; તેમજ શ્રીમદ્ ભાગવત પુરાણના મર્મને જાણકાર છે કે નહિં, નર છે કે નહિં, આટલી વાતો સરખી રીતે ચકાસી લીધા પછી જ તેની પાસે ગુરુબુદ્ધિ રાખિને જવું જોઇએ.''**

જે પુરુષે આ માર્ગમાં ગુરુ તરીકે ભગવત્સેવાનો ઉપદેશ આપવાનો છે તે પોતે ભગવત્સેવાને ઉત્તમ ગણતો હોય તો શા માટે પોતે પણ ભગવત્સેવામાં તત્પર ન થાય? તેથી ગુરુ શ્રીકૃષ્ણસેવામાં તત્પર તો હોવો જ જોઇએ. તે શ્રીકૃષ્ણસેવા ભક્તિભાવ સિવાય બીજા કોઇ પણ હેતુ (દમ્ભ, ક્રોધ, લોભ, કામ, પ્રતિષ્ઠા)થી પ્રેરિત ન હોવી જોઇએ. તેથી ગુરુ થવા જનાર પુરુષમાં દમ્ભાદિ દુર્ગુણો ન હોવા જોઇએ. આ ભગવત્સેવા પણ જો યથોપદિષ્ટ પ્રામાણિક હોય તો જ સફલ થાય છે. નહિં તો બુદ્ધિ કે હૃદયમાં કાંઇક ભળતા જ વિચારો કે ભાવો રાખીને જો સેવા કરવામાં આવતી હોય તો તેવી સેવા સફળ થતી નથી. તેથી





શ્રીગુરુનું શ્રીમદ્ ભાગવત તત્ત્વજ્ઞ હોવું પણ જરૂરી છે. એવા શ્રીગુરુને શોધનારો પણ પાછો જિજ્ઞાસુ હોવો જોઇએ. ફક્ત કૌતુક કે તેવા બીજા કોઇ ભાવોને રાખિને નવું-નવું કાંઇક અજમાવી લેવાની મનોવૃત્તિવાળો ન હોવો જોઇએ. તે પછી શ્રીગુરુએ ઉપદિષ્ટ પ્રકારે સર્વભાથી ભગવત્સેવા કરવી જોઇએ. આ જ ભજન કરવાની સાચી રીતિ છે. (ત.દી.નિ.સર્વનિર્ણય પ્રકાશ. ૨૨૭)

મૂલકારિકામાં વીક્ષ્ય પદનો પ્રયોગ શ્રીમહાપ્રભુજીએ કર્યો છે, તેથી બીજા માર્ગ કરતાં આ માર્ગની વિલક્ષણતા સમજાવવા માંગે છે. ઈક્ષનો અર્થ છે : જોવું-અંકિત કરવું. તેથી સાથે વિ ઉપસર્વ જોડીને શ્રીમહાપ્રભુજી, ગુરુની પરીક્ષા સરખી રીતે કરવી તેવું સુચન કરવા માંગે છે. જેમ તન્ત્રશાસ્ત્રમાં કહેવાયું છે કે ગુરુએ શિષ્યની પરીક્ષા કરવી જોઇએ, તેમ આ માર્ગમાં શિષ્યે ગુરુની પરીક્ષા કરવી જોઇએ, તેવો નિયમ છે. નહિં તો જે પુરુષમાં ઉપર જણાવેલા લક્ષણો ન મળતા હોય તેને ગાડરિયા પ્રવાયમાં તણાતો ઢોર જેવો ગણવો જોઇએ. એવાનું અનુસરણ કરવાથી એક આંધળો બીજા આંધળાને અનુસરે અને જ્યારે એક પડે ત્યારે બીજો પણ પડી જાય! એવી કફોડી પરિસ્થિતિ સર્જાયા વિના નહિ રહે. શ્રીમહાપ્રભુજીએ જલભેદ ગ્રંથ પણ ગુરુની પરીક્ષા કયા આધઅરે કરવી તે સમજાવવા જ પ્રકટ કર્યો છે...આવી બધી વાતોની કાળજી રાખ્યા વિના બ્રહ્મસંબંધદીક્ષા સફળ થતી નથી. આમ બ્રહ્મસંબંધદીક્ષા આપવા માટે કોણ અધિકારી હોઇ શકે છે તે જણાવીને કોની પાસે બ્રહ્મસંબંધદીક્ષઅ ન લેવી તે પણ શ્રીમહાપ્રભુજીએ સમજાવી દીધું છે. (તત્ત્વાર્થદીપ નિબંધ પ્રકાશ પર શ્રીપુરુષોત્તમજી દ્વારા આવરંણ ભંગ નામક ટીકા. ૨૨૭)

આપણે આ માર્ગમાં આવ્યાં છીએ, ગુરુ કરવાં છે, પણ આંધળું અનુકરણ કરીને તો ન કરવા જોઇએ. આ માર્ગના પ્રવક્તા શ્રીમહાપ્રભુજીની આ સ્પષ્ટ આજ્ઞા છે. કારણકે શાસ્ત્રો કહે છે કે ગુરુ જીવનમાં એકજ વાર થાય અને જેને ગુરુ કર્યાં તે આપણને શાસ્ત્રોનો અભ્યાસ કરાવી શકે, તેવા ગુરુ હોવા જોઇએ. પેલો પ્રસંગ આપણને સૌને યાદ હશે કે જ્યારે શ્રીમહાપ્રભુજી પોતાના શિષ્યો સાથે માર્ગમાં પધારતાં હતા, તે સમયે માર્ગમાં એક અજગર મર્યો પડ્યો હતો, અને અનેક કીડીઓ તે અજગરને ફોલી ખાતી હતી. શ્રીમહાપ્રભુજી આ પ્રસંગને સમજાવે છે કે અજગર તે પાછલા જન્મમાં એક મહંત હતો, શિષ્ય બનાવતો હતો, પોતાનું પેટીયું રળવા માટે. પણ પોતાની પાસે જીવનો ઉદ્ધાર કરવાનું સામર્થ્ય ન હતું. તેથી જ્યારે તે મર્યો ત્યારે તે અજગર થયો અને તેના શિષ્ય તે કીડીઓ થઇ. અને આ કીડી એટલે તેને ફોલી રહ્યાં છે કારણકે જો તેની અંદર ઉદ્ધાર કરવાનું સામર્થ્ય ન હતું, તો શા માટે શિષ્યો કર્યા? તેથી આપણે સૌએ કીડી થવું નથી, અને જેને આપણે ગુરુ બનાવીએ, તેમણે આપણે અજગર થવા દેવું નથી. એટલું યાદ રાખવું.

...ક્રમશ:

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

।। શ્રીગોકુલેશો જયતિ ।।

ગોકુલસ્ય તુ યો ગોપ્તા પુષ્ટિસુપથરક્ષિતા ।
જનિતા તુર્યવંશસ્ય ગોકુલેશં નમામિ તમ્ ।।
શ્રીગોકુલપતેર્ નિત્યં શુભદમાસ્પદં મહત્ ।
શ્રીવાલ્લભમતે નિષ્ઠં તુર્યપીઠં વયં નુમઃ ।।

**શ્રીચતુર્થપીઠાધીશ્વર પૂજ્યચરણ ગુરુદેવ**
**ગોસ્વામી શ્રીદેવકીનંદનાચાર્યશ્રીના આશિર્વાદથી**

## શ્રીમદ્ ગોકુલ આવતા શ્રીચતુર્થગૃહના સેવકોને સન્મુખ-શ્રીચરણસ્પર્શ સંબંધી આવશ્યક માર્ગદર્શન

...ગતાંકથી આગળ

નોંધ: - આપણા અલૌકિક શ્રીવાલ્લભ સિદ્ધાંત નિષ્ઠ શ્રીચતુર્થગૃહમાં બીરાજતા સર્વદા સેવ્ય દાદાજી શ્રીગોકુલેશ પ્રભુચરણ પ્રગટ બીરાજતાં શ્રીબેઠકજીએ સેવક-વૈષ્ણવોને શ્રીચરણસ્પર્શ માટે અનિવાર્ય નિયમો, તે જાણવા જરૂરી છે. જેથી આપણે જ્યારે પણ શ્રીમદ્ ગોકુલ જઈએ ત્યારે કોઈ તકલિફ ન પડે, તેથી આ આવશ્યક માર્ગદર્શન જાણી લેવું જરૂરી છે.

❖ ચરણસ્પર્શ કરવાની રીત જાણતા ન હોઈએ તો શ્રીબેઠકજીના મુખીયાજીને વિનંતી કરી જાણી લેવી પરંતુ મનકલ્પિત પ્રકારે તથા શ્રીપ્રભુને શ્રમ પડે તે પ્રકારે શ્રીચરણસ્પર્શ કદી કરવાં નહીં.

❖ હાથમાં સુગંધી લગાવીને તથા શીતકાલ હોય તો હાથ શેકીને, અતિ કોમળ હાથે શ્રીપ્રભુના શ્રીચરણસ્પર્શ કરવાં. શ્રીપ્રભુની શ્રીચરણરજ આપણા બન્ને નેત્રો, હૃદય અને મસ્તકે લગાડવી. ત્યારબાદ દંડવત્ પ્રણામ કરવાં.

❖ આપણા પ્રાણપ્રિય સર્વદા સેવ્ય દાદાજી શ્રીગોકુલેશ પ્રભુચરણને તિલક-આરતી કરવા ઈચ્છા રાખનાર વૈષ્ણવે અગાઉથી મંદિરના કાર્યાલયમાં જાણ કરવી અને આજ્ઞાનુસાર નિશ્ચિત દિવસે અને સમયે શ્રીબેઠકજીમાં ઉપસ્થિત રહેવું. શ્રીગુરુદેવની કૃપાથી અને મુખીયાજીના માર્ગદર્શન નીચે તિલક-આરતીનું અલૌકિક સુખ લેવું.

❖ **શ્રીગોકુલમાં આવેલા અન્ય શ્રીબેઠકજીઓમાં કરેલી અપરસ અહીં સર્વદા સેવ્ય દાદાજી શ્રીગોકુલેશ પ્રભુચરણની શ્રીબેઠકજીમાં ચાલતી નથી તેની ખાસ નોંધ લેવી.**

❖ કેવળ શ્રીગોકુલમાં જ રહેનાર શ્રીચતુર્થગૃહના સેવકો શ્રીબેઠકજીમાં શ્રીચરણસ્પર્શનો નિત્ય લાભ પ્રાપ્ત કરી શકે છે, પરંતુ શ્રીગોકુલ છોડી બહાર જઇ ખાનપાન-જલપાન કરનાર વૈષ્ણવે શ્રીચરણસ્પર્શ કરવા માટે ફરીથી વ્રત કરવું પડે છે.

❖ સ્થાનિક વ્રજજનો તથા યાત્રિકો મંદિરમાં દર્શનાર્થે નિત્ય આવતા હોય છે આથી અપરસ કર્યા પછી મંદિરમાં ક્યાંય દોડાદોડ કરવી નહીં. પરંતુ શાંતિથી એક જગ્યાએ બેસવું અને અપરસ છોવાઇ ન જાય તેની કાળજી રાખવી.

❖ વૈષ્ણવ ભાઈઓએ કચ્છ (કાછડી) મારીને પહેરેલું ધોતિયું અને બહેનોએ કટિથી નીચે પહેરેલું વસ્ત્ર એકવાર અપરસ કર્યા પછી અવશ્ય પલાળવું.

❖ શ્રીબેઠકજીમાંથી બહાર જતી વેળા પીઠ દઈને કદી જવું નહીં પરંતુ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા પછી જ બહાર જવું.

❖ આ આપણો અલૌકિક લ્હાવો છે. અને જ્યારે પણ આપણે હવેથી શ્રીમદ્ ગોકુલ અલૌકિક ધામ જઈએ, પોતાના શ્રીગુરુદ્વાર શ્રીસર્વદા સેવ્ય શ્રીદાદાજી શ્રીગોકુલેશ પ્રભુચરણના દર્શને જઈએ, ત્યારે આ નિયમોને અવશ્ય ધ્યાનમાં રાખીને આ અલૌકિક પ્રબંધને કાયમ રાખવા પ્રતિજ્ઞા લઈએ, અને આપણા શ્રીદાદાજીને શ્રમ ન થાય, તેનું ખાસ ધ્યાન દઈએ.

❖ આપણી માટે આ અલૌકિક દ્વારના દર્શન કરવા એજ આપણું અહોભાગ્ય છે. સૌ પ્રતિજ્ઞા કરીએ, કે હવે જ્યારે આપણે શ્રીમદ્ ગોકુલ આવીએ ત્યારે આ નિયમો અવશ્ય પાળીશું.

...ક્રમશઃ

સંકલનઃ- રાજેન્દ્રભાઇ કડકીયા (યુ.એસ.એ.)







# કૃષ્ણરાયજી-વિરચિતં શ્રીગોકુલેશાષ્ટકમ્-કૃષ્ણરાયપ્રોકતમ્

प्राणाधिकप्रेष्ठभवज्जनानां त्वद्विप्रयोगानलतापितानाम् ।

समस्तसंतापनिवर्तकम् यद् रूपम् निजम् दर्शय गोकुलेश ।। १ ।।

હે પ્રાણથી અધિક પ્રિય! હે ગોકુલેશ! આપના વિપ્રયોગરૂપ અગ્નિથી તપાવેલા આપના સેવકોના સર્વ તાપોને દૂર કરનારું જે (આપનું) પોતાનું સ્વરૂપ છે (તેનાં) દર્શન કરાવો. ૧

भवद्वियोगोरगदङ्शभाजां प्रत्यङ्गमुद्यद्विषमूर्छितानाम् ।

संजीवनं संप्रति तावकानां रूपम् निजम् दर्शय गोकुलेश ।। २ ।।

હે ગોકુલેશ! આપના વિયોગરૂપ સર્પથી ડંસેલા, અંગે અંગમાં ચડતા વિષથી મૂર્ચ્છા પામેલા આપના (સેવકો)ને આ સમયે જિવાડનારા (આપના) પોતાના સ્વરૂપનાં દર્શન કરાવો. ૨

आकस्मिकत्वद्विरहांधकारसंछादिताशेषनिदर्शनानाम् ।

प्रकशकं त्वज्जनलोचनानां रूपम् निजम् दर्शय गोकुलेश ।। ३ ।।

હે ગોકુલેશ! અકસ્માતથી થયેલ આપના વિરહરૂપ અંધકારથી જેમની સર્વ દષ્ટિ ઢંકાઇ ગયેલી છે તેવા આપના સેવકોનાં લોચનોને પ્રકાશ કરનારા (આપનાં) પોતાના સ્વરૂપનું દર્શન કરાવો. ૩

स्वमन्दिरास्तीर्णं विचित्रवर्णसुस्पर्शमृद्वास्ततरणे निषण्णम् ।

पृथूपधानाश्रितपृष्ठभागं रूपम् निजम् दर्शय गोकुलेश ।। ४ ।।

હે ગોકુલેશ! પોતાના મંદિરમાં પાથરેલા જાતજાતનાં રંગના, સુખ આપનાર સ્પર્શવાળા ઘણા કોમલ બિછાના ઉપર વિરાજેલા, મોટા તકિયા ઉપર ટેકાવેલ પીઠવાળા (આપના) પોતાના સ્વરૂપનું દર્શન કરાવો. ૪

संदर्शनार्थागतसर्वलोकविलोचनासेचनकम् मनोज्ञम् ।

कृपावलोकाहिततत्प्रसादम् रूपम् निजम् दर्शय गोकुलेश ।। ५ ।।





હે ગોકુલેશ! દર્શન કરવા આવેલા સર્વ લોકોનાં લોચનોને સિંચન કરનારા, મનોજ્ઞ, કૃપાદષ્ટિથી તેઓમાં પ્રસાદ મૂકનારા (આપના) પોતાના સ્વરૂપનું દર્શન કરાવો. ૫

यत्सर्वदाचर्वितनागवल्लीरसप्रियम् तद्रसरक्तदंतम् ।

निजेषु तच्चर्वितशेषदम् च रूपम् निजम् दर्शय गोकुलेश ।। ६ ।।

હે ગોકુલેશ! જેને સદા ચાવેલા પાનનો રસ પ્રિય છે, જે તે રસથી રંગાવેલા દાંતવાળું છે, અને તે પોતાના (સેવકો)ને તે ચાવેલા (પાન)નો પ્રસાદ આપનારું છે તે (આપના) સ્વરૂપનાં દર્શન કરાવો. ૬

प्रतिक्षणम् गोकुलसुन्दरीणाम् अतृप्तिमल्लोचनपानपात्रम् ।

समस्तसौन्दर्यरसौधपूर्णम् रूपम् निजम् दर्शय गोकुलेश ।। ७ ।।

હે ગોકુલેશ! નિરંતર ગોકુલસુંદરીઓનાં તૃપ્તિ ન પામતાં લોચનોને પાન કરવાના પાત્રરૂપ, સર્વ સૌંદર્યના રસના સમૂહથી ભરપૂર (આપના) પોતાના સ્વરૂપનાં દર્શન કરાવો. ૭

क्वचित्क्षणं वैणिकदत्तकर्णम्  कदाचिदुद्गानकृतावधानम् ।

सहासवाचः क्वच भाषमाणं रूपम् निजम् दर्शय गोकुलेश ।। ८ ।।

હે ગોકુલેશ! કોઈ સમયે ક્ષણ સુધી વીણાના નાદ સાંભળનારા, કોઈ સમયે ઉત્તમ ગાયનમાં એકચિત્ત થનારા અને કોઈ પ્રસંગે હાસ્યવાળી વાણી બોલનારા (આપના) પોતાના સ્વરૂપનાં દર્શન કરાવો. ૮

श्रीगोकुलेशाष्टकमिष्टदातृ श्रद्धान्वितो यः पठतीति नित्यम् ।

पश्यत्यवश्यं स तदीयरूपम् निजैकवश्यम् कुरुते च हृष्टः ।। ९ ।।

જે શ્રદ્ધા રાખીને નિત્ય ઈષ્ટ ફલ આપનારા શ્રીગોકુલેશાષ્ટકનો પાઠ કરે છે, તે અવશ્ય તેમનાં (શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલેશ) દર્શન કરે છે અને આનંદ પામી (તે સ્વરૂપને) પોતાને વશ કરે છે. ૯

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા







# જૈ જૈ શ્રીગોકુલેશ

## ૧૪.એવી સજ્યાને જોઈ જોઈરે

એવી સજ્યાને જોઈ જોઈ રે, નિત્ય ભામણડા લીજે;
તન મન ધન સર્વસ્વ એકત્ર રે, કરી ન્યોછાવર કીજે. ૧
રમકતી ઝમકતી અતિ ઠમકતી રે, જોબન ભાર ભરીય;
માનભરી સૌભાગ્ય ભરી રે, ગર્વભરી મદભરીય. ૨
ભૂષણે ભરી, શૃંગાર ભરી ગુણ ભરીય;
પ્રભુજીને અભિલાખે તે ભરી રે, રસ અભિલાખા તે ભરીય. ૩
પ્રેમે ભરી પ્રેમાનંદે ભરી રે, અતિ ગૂઢ આશાએ ભરીયે;
મનોરથતરૂ શતશાખા ભરી રે, રતિરસ આશાએ ભરીય. ૪
ઉલટ ભરી પ્રમોદ ભરી રે, દાન સમોહે ભરીય;
અગણિત ભાવ રસાલે ભરી રે, કામ કૌતમે ભરીય. ૫
ઉદ્દ્બોદક બોધક રસ ભરી રે, કામ ઉત્સાહે ભરીય;
ઉપરકાર રૂપ દયાએ ભરી રે, અદ્દ્ભુત કરૂણાયે ભરીય. ૬
આકર્ષણ વિદ્યાએ ભરી રે, મોહન વિદ્યાએ ભરીય;
સોંધે ભરી સુગંધે ભરી રે, અતિ વૈભવ પરીવરીય. ૭
રમણધામ રસકામ પૂરક રે, પ્રભુના સુખનું વિરામ;
ભક્તભાવ પૂરક નિતપ્રતિ રે, ભક્તતણું અભિરામ. ૮
ઉર આસન બેસાડીને રે, વહાલાને વિલસાવે;
એહનું વર્ણન વિશદ કરી રે, વચનને કહેતાં ના વે. ૯
એહને મન મનોરથ અતિશય રે, વહાલો વેગે પધારે;
મહારો રસવૈભવ જે સુખદ રે, તે ક્યારે સત્કારે. ૧૦
હવે ક્ષણુ વિલંબ હોએ અસહી રે, તે રહ્યો નવ જાએ;
પ્રિય વિણ રહી ન સકે એક પલ રે, પલે તે જૂગ સમ થાએ. ૧૧
એમ આરત બાંધી અતિસેરે, વાહાલાને વિપ્રયોગ;





પ્રાર્થના પ્રેમે તે કરે રે, વેગે હોએ સંયોગ. ૧૨
એવી બડભાગી સજ્યા રે, તે ભક્તે સિદ્ધ કીધી;
નમન કરી ઉર અંતરમાંહાં રે, અતિશય આશીષ દીધી. ૧૩
તનીયૌ લેઈ પીઢા ઉપર રે, ઘુંટી કોમલ કરીઓ;
કુસુમ સુવાસે સુગંધે ભરી રે, સિદ્ધ કરી ને ધરીઓ. ૧૪
એહવી સુખદ સજ્યા ઉપર રે, વારૂં કોટિક માર;
દાસ ગોપાલનું સર્વસ એહ રે, જીવન સંપન્ન તે સાર. ૧૫

# કવિત

પ્રબલ પ્રતાપ મહારાજ ગોકુલેશજીકો,

જાનિ ઉર આનિ ફિર વહત તૂ કિત હૈ;

લોક પરલોક ચિંતા કાહુ ભાંતિ કરે મતિ,

એસો યહ બચન કહ્યો સો ભર હિત હૈ.

અપની અજ્ઞાનતાતેં હોય કે અધીર અતિ,

કરત વિચાર ભૂલ્યો ડોલે જીત તિત હૈ;

**કૌન તૂં હતો, કહા જૂ કીયો પ્રભુ તોહિ,**

**અબ કરનો હે તેહી કર, સોઈ જો ઉચિત હૈ. ૧૬**

**શ્રીગોકુલનાથકી જય**





*।। શ્રીગોકુલેશો જયતિ ।।*

# આચાર્ય પરિચય

## -: શ્રીમાન્ મહાપ્રભુના જ્યેષ્ઠાત્મજ શ્રીગોપીનાથ પ્રભુચરણ :-

## (સં.૧૫૬૭)

શ્રીમહાપ્રભુજીને બે ભગવદ્આત્મજ છે. પ્રથમ તો શ્રીગોપીનાથ પ્રભુચરણ, અને દ્વિતિયા શ્રીવિઠ્ઠલનાથ પ્રભુચરણ (શ્રીગુસાંઇજી).

### ।। શ્રીગોપીનાથ પ્રભુચરણ ।।

*કછુક દિન રહિ સંગ લે આયે, બસે અડેલમેં નિજ હરખાયે,*

*સંવત પન્દ્રહ સડસઠ આયો, આસો વદિ દ્વાદશી શુભ ગાયો,*

*ગાયો શ્રીગોપીનાથજી, જબ જન્મ લીનો આયકે,*

*ફેરકે ચરણાટ આયે, કછુક દિન રહે જાનકે,*

*ધન્ય સંવત પન્દ્રય, ધન બહોંતરા શુભ માનકે ।। ૧૭ ।।*

(શ્રીદ્વારકેશજી કૃત મૂલપુરુષ)

શ્રીમહાપ્રભુજીના જ્યેષ્ઠ આત્મજનું નામ શ્રીગોપીનાથજી. સમ્પ્રદાયમાં આપશ્રી શ્રીબલદેવજીના સ્વરૂપ મનાય છે. આપશ્રીનું પ્રાકટ્ય વિ.સં.૧૫૬૭ના ભાદરવા વદિ ૧૨ને દિવસે અડેલમાં થયું હતું. આપશ્રી પરમ સાત્વિક, નિ:સ્પૃહી અને ધર્મપ્રાણ હતા. શ્રીગોપીનાથ પ્રભુચરણને વન્દન કરતાં આપશ્રીના અનુજ (શ્રીગુસાંઇજી પ્રભુચરણ) મંગલાચરણ કરે છે :

यदनुग्रहतो जन्तुः सर्वदुःखा-तिगो भवेत् ।।

तमहं सर्वदा वन्दे श्रीमद्वल्लभ-नन्दनम् ।।

જન્મ લઇ ને સંસારના દુખના સાગરમાં ડુબવા જઇ રહ્યો જીવ, જેમના અનુગ્રહ-કૃપાથી સર્વ દુ:ખથી તે બચી જાય છે, એવા શ્રીમદ્વલ્લભાચાર્ય મહાપ્રભુના આત્મજ (શ્રીગોપીનાથજી) ને હું સર્વદા વન્દન કરું છું.

અને નવલક્ષ શ્લોકપ્રણેતા દશદિગન્તવિજયી શ્રીપુરુષોત્તમજી આપશ્રી વિષે લખે છે કે

**શ્રીવલ્લભપ્રતિનિધિં તેજોરાશિં દયાર્ણવમ્ ।**

**ગુણાતીતં ગુણનિધિં શ્રીગોપીનાથમાશ્રયે ।।**

અર્થ:- શ્રીમહાપ્રભુજીના પ્રતિનિધિ, તેજનો ભંડાર, દયાના સાગર, સત્વાદિગુણો જેમને અધીન છે, તેવા અને સદ્ગુણોના ભંડાર શ્રીગોપીનાથજીનો હું આશ્રય કરું છું.





પુષ્ટિમાર્ગના અદ્વિતિયા પ્રચારક કલાનિધિ શ્રીવિઠ્ઠલનાથજી (શ્રીગુસાંઇજી) આપશ્રીના લઘુ-અનુજ બન્ધું થાય.

આપશ્રીનો યજ્ઞોપવિતસંસ્કાર આઠમા વર્ષે વિ.સં.૧૫૭૫માં કાશીમાં સમ્પન્ન થયો હતો. શ્રીમહાપ્રભુજીએ આપને વૈદિક વિધિ પ્રમાણે ગાયત્રીમન્ત્ર, ગોપાલમન્ત્ર, અને બ્રહ્મસંબંધની દીક્ષા આપી હતી. ત્યાર પછી પિતૃચરણ શ્રીમહાપ્રભુજીના તત્ત્વાવધાનમાં જ આપશ્રીનું વિદ્યાધ્યયન થયું હતું.

શ્રીગોપીનાથજીને શ્રીમહાપ્રભુજી દ્વારા સ્થાપિત પુષ્ટિમાર્ગની પ્રણાલિકાની શ્રીકૃષ્ણભક્તિમાં પૂર્ણ શ્રદ્ધા હતી. આ સાથે આપશ્રીનું જીવન વેદાદિ શાસ્ત્રોની આજ્ઞાનુસાર ઘડાયું હોવાથી આપશ્રીને અગ્નિહોત્રાદિક વૈદિક ક્રિયાઓમાં પણ વિશેષ આગ્રહ રહેતો. સેવા પછીનો આપશ્રીનો સમય ગોપાલમન્ત્રાદિના અનુષ્ઠાનમાં, જપ-પાઠ તેમજ શાસ્ત્રોના વાંચન-મનન-નિદિધ્યાસનમાં જતો.

બન્ને બન્ધુઓ, શ્રીગોપીનાથજી તથા અનુજ શ્રીવિઠ્ઠલનાથજી, વચ્ચે ભ્રાતૃભાવના તેમજ કુટુમ્બ ભાવના ઉત્તમ હતી. શ્રીગોપીનાથજી ગોપાલપુર, શ્રીજગન્નાથજી કે તીર્થયાત્રામાં પધાર્યા હોય તો શ્રીવિઠ્ઠલનાથજી અડેલ બિરાજી ગૃહ-કુટુમ્બની સંભાળ રાખતા અને શ્રીવિઠ્ઠલનાથજી બહાર પધારે તો શ્રીગોપીનાથજી અડેલ બિરાજતા.

શ્રીગોપીનાથજીએ પણ પોતાના વન્દનીય પૂર્વજોની વૈદિક પરમ્પરાનું અનુસરણ કરતાં વિ.સં.૧૫૯૫ની જગદીશયાત્રા પછી એક સોમયાગ અને ત્યાર પછી વિષ્ણુયાગ કર્યો હતો. વિ.સં. ૧૫૯૯માં શ્રીગોપીનાથજી જગદીશપુરી પધાર્યા. માતુશ્રીની આજ્ઞાથી આપશ્રીની સાથે રાઘવદાસ નામના વૈષ્ણવ હતા. એક દિવસે મન્દિરનાં દ્વાર ખુલ્યાં અને શ્રીગોપીનાથજી દર્શન કરતાં-કરતાં જગન્નાથ! જગન્નાથ! એમ બોલતાં બોલતાં શ્રીજગન્નાથરાયજીના શ્રીવિગ્રહમાં લીન થઇ ગયા.

બત્રીસ વર્ષ સૂધી આપ ભૂતલ ઉપર બિરાજ્યા. વિ.સં.૧૫૮૨માં કાકાશ્રી જનાર્દન ભટ્ટની આજ્ઞાનુસાર દક્ષિણના સજાતીય ભટ્ટજીની કન્યા પાયમ્માગારુજી (પ્રિયાજી)ની સાથે શ્રીગોપીનાથજીના લગ્નપ્રસ્તાવ કાશીમાં બહુજ ધામધૂમથી કર્યો. શ્રીગોપીનાથજીને શ્રીભાગવતના પાઠ પ્રત્યે ખૂબજ આગ્રહ રહેતો. આપશ્રીએ નિયમ રાખ્યો કે શ્રીમદ્ભાગવતનો સમ્પૂર્ણ પાઠ કર્યા પછીજ ભોજન કરવું. આ નિયમને કારણે ક્યારેક-ક્યારેક તો આપશ્રી બબ્બે દિવસે પાઠ પૂર્ણ થયા પછી જ ભોજન કરતા. થોડાજ સમયમાં તો આપશ્રીને શ્રીમદ્ભાગવત અક્ષરશઃ કણ્ઠાગ્ર થઇ ગયું.

શ્રીભાગવતના નિયમને લીધે આપને સેવામાં અવકાશ મળતો નહિં. આપશ્રીના અનુજ બન્ધુ શ્રીવિઠ્ઠલનાથજી પણ જ્યેષ્ઠ બન્ધુનું અનુકરણ કરવા લાગ્યા. એક દિવસે શ્રીઅક્કાજીએ બન્ને પુત્રોના શ્રીભાગવતના પાઠનિયમ સમ્બન્ધમાં શ્રીમહાપ્રભુજીને નિવેદન કરતાં બન્ને પુત્રોના અલૌકિક નિયમથી શ્રીમહાપ્રભુજી પ્રસન્ન થયા, પરન્તુ પુત્રોને ભોજન કરવામાં થતા વિલમ્બ કારણે શ્રીઅક્કાજીના મનોદુઃખનું નિવારણ કરવાનો વિચાર કરીને શ્રીમહાપ્રભુજીએ બન્ને પુત્રો પાસે જઇને આપશ્રીના પાઠનિયમને પ્રોત્સાહન આપતાં આજ્ઞા કરીઃ





*ભૈયા ! શ્રીભાગવતપાઠના તમારા નિયમથી હું અત્યન્ત આનન્દિત થયો છું. પરન્તુ તમારા ભોજનવિલમ્બને કારણે તમારાં માતૃશ્રીને દુઃખ થાય તો શ્રીમદ્ભાગતવના સારસમુચ્ચયરૂપે મેં આ **શ્રીપુરુષોત્તમસહસ્રનામસ્તોત્ર**ની રચના કરી છે, તેનો પાઠ કરશો તો સમગ્ર શ્રીભાગવતપાઠનું ફળ પ્રાપ્ત થશે. અને શ્રીવિઠ્ઠલ માટે આ **ત્રિવિદલીલાનામાવલી** છે. તેનો પાઠ કરવાથી સમ્પૂર્ણ દશમસ્કન્ધના પાઠનું ફળ પ્રાપ્ત થશે.* ત્યારથી બન્ને ભાઇઓ શ્રીપિતૃચરણ (શ્રીમહાપ્રભુજી)ની આજ્ઞાનું અનુસરણ કર્યું.

આપશ્રીને એક લાલ અને બે બેટીજીઓ મળીને ત્રણ સન્તાનો થયાં હતાં. ૧.) શ્રીપુરુષોત્તમજી (પ્રાકટ્ય વિ.સં. ૧૫૮૭ ભાદરવા વદિ ૮), ૨.) સત્યભામા બેટીજી, અને ૩.) શ્રીલક્ષ્મી બેટીજી.

આપશ્રીનો **સાધન-દિપીકા** નામક ગ્રન્થ સંપ્રદાયમાં આજે પણ એટલોજ પ્રસિદ્ધ છે, જે વૈષ્ણવને સેવાના સામાન્ય નિયમ, સાથેજ વૈષ્ણવી વ્યવહાર સમજાવે છે. આ શ્રીગોપીનાથજીની કૃતિ આપણે સૌએ હમેશાં સ્મરણ-મનન-કિર્તન-ચિન્તન કરવું જોઇએ.

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

## -: શ્રીબલદેવજી અને શ્રીગોપીનાથજી સ્વરૂપ દર્શન :-

યથા હલદરઃ શ્રીમાન્ નિજાનન્દાબ્ધિ મજ્જિતઃ ।

કૃષ્ણ સૌખ્ય પ્રયત્નાત્મા રોહિણ્યાનન્દવર્ધનઃ ।।

યશોદાનન્દન શ્રીકૃષ્ણ પ્રમેય સ્વરૂપ છે, તો શ્રીરોહિણી નન્દન શ્રીબલરામજી (શ્રીબલદાઉજી) પ્રમાણ સ્વરૂપ છે. શ્રીપ્રભુનો જ્યારે મથુરામાં પ્રાગટ્ય થયું ત્યારે શ્રીકૃષ્ણ ચતુર્વ્યુહાત્મક સ્વરૂપે પ્રગટ થયા હતા. વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરુદ્ધ. એટલા માટે શ્રીઆચાર્યચરણ દશમસ્કન્ધની શ્રીસુબોધિનીજીની કારીકામાં આજ્ઞા કરે છે કે :- '**ચતુર્મૂર્તે જન્મતોત્ર તથાધ્યાય નિરુપિતઃ**', જન્મપ્રકરણના ચાર અધ્યાયમાં આ ચાર વ્યૂહોને દર્શાવવાવાળા છે. આજ રીતે શ્રીમહાપ્રભુજી નિબન્ધમાં પણ આજ્ઞા કરે છે કે :

ચતુર્મૂર્તિર્હ રિર્જાતઃ તેનાધ્યાય ચતુષ્ટયમ્ ।

પ્રથમે વાસુદેવોભૂદ્ વાસુદેવહૃદિ સ્થિતઃ ।। ૨૫ ।।

અર્થ : શ્રીહરિ ચાર મૂર્તિવાળા પ્રગટ થયા, એટલે જન્મપ્રકરણના ચાર અધ્યાય છે. પહેલા અધ્યાયમાં વસુદેવના હૃદયમાં રહેલા વાસુદેવ પ્રગટ થયા.

મૃત્યુવારણ સામર્થ્યમ્ અન્યથા ન ભવેત્ ક્વચિત્ ।

આવું ન થતું તો દેવકીના મૃત્યુને રોકવાની શક્તિ વસુદેવમાં કોઇ સંજોગમાં ન આવતી. આ દોઢ કારીકાઓથી વાસુદેવ વ્યૂહના અવતારની વાત જણાવી. અહીંયા મૂળ સ્થાનથી ભૂમિ ઉપર આવવાને અવતાર કહેવામાં આવ્યો છે.





માત્ર સ્વયંનું અલૌકિક તેજ બીજમાં રાખવાને જ અવતાર નથી કહેવામાં આવતો. વસુદેવ કંસને દેવકીને મારવાથી અથવા મૃત્યુ કરવાથી રોકી શક્યા, એ એટલા માટે કે એમના હૃદયમાં વાસુદેવ વ્યૂહની શક્તિ પધારી હતી.

સંકર્ષણો દ્વિતીયે તુ સ્ફુટો દૈવ્યવધાય હિ ।। ૨૬ ।।

તથાતૃતીયે પ્રદ્યુમ્નઃ ચતુર્થો તુર્ય ઉચ્યતે ।।

ન નિષિદ્ધૌ યતઃકૈશ્ચિદ્ અતઃ સર્વે વિમોચિતાઃ ।। ૨૭ ।।

ધર્મ રક્ષાર્થ હેતૂક્ત્યૈ ધર્મવાધશ્ચ વર્ણ્યતે ।।

આમ અનેક પ્રકારે આપણને શ્રીમહાપ્રભુજી દ્વારા રચિત નિબન્ધમાં આ ચતુર્વ્યૂહનો વર્ણન કરે છે. પણ આપણો મૂલ આશય તો શ્રીગોપીનાથજી અને શ્રીબલદેવજી છે. તો આઓ, આપણે તે વિષય પર આવીએ. શ્રીભગવાન શ્રીમદ્ ભાગવતમાં પોતાના મોટાભાઇ શ્રીબલદાઉજી માટે સ્તુતિ કરે છે :

અહો અમી દેવવરામરાર્ચિતં

પાદામ્બુજં તે સુમનઃ ફલાર્હણમ્ ।

નમન્ત્યુપાદાય શિખાભિરાત્મન-

સ્તમોહપત્યૈ તસજન્મયત્કૃતમ્ ।। ૫ ।।

ભગવાન શ્રીકૃષ્ણને શ્રીબલદેવજીએ કહ્યું : હે દેવશિરોમણી! આમ તો મોટા-મોટા દેવતા આપના શ્રીચરણકમલની પૂજા કરે છે, પરંતુ જુઓ તો આ વૃક્ષ પણ પોતાની ડાળીઓ ઉપર સુંદર ફૂલ અને ફળની સામગ્રી ધરી આપના શ્રીચરણકમલમાં ઝુકી રહ્યાં છે, નમસ્કાર કરી રહ્યાં છે. કેમકે તેમણે આ સૌભાગ્ય માટે અને આપના દર્શન અને શ્રવણ કરવાવાળાનું અજ્ઞાન નાશ કરવા માટે વૃંદાવન ધામમાં વૃક્ષ યોનિ ગ્રહણ કરી છે, એવું એમનું જીવન ધન્ય છે. ૫

હે આદિ પુરુષં! યદ્યપિ (જો) આપ આ વૃંદાવનમાં આપના ઐશ્વર્યરૂપને છૂપાવીને બાળકોની અને બાળકોની જેવી લીલા કરી રહ્યાં છો, તે ઉપરાંત (છતાં) આપના શ્રેષ્ઠ ભક્ત મુનિગણ પોતાના ઈષ્ટદેવને ઓળખીને અહીંયા આગળ ભમરા (ભૌરા)ના રૂપમાં આપના ભુવન-પાવન યશના નિરન્તર ગાયન કરતા આપના ભજનમાં મશગૂલ રહે છે. તેઓ એકક્ષણ માટે પણ આપને છોડવા માંગતા નથી.

હે ભ્રાતા! વાસ્તવમાં આપ જ સ્તુતિ કરવાને યોગ્ય છો. જુઓ, આપને આપના ઘરે આવેલા જોઇ આ મોર, આપના દર્શનથી આનંદિત થઇ નાચી રહ્યાં છે. હરણીયો, મૃગનયની, ગોપીઓની જેમ પોતાની પ્રેમભરી તિરછી ચિતવનથી આપના પ્રતિ પ્રકટ કરી રહી છે, આપને પ્રસન્ન કરી રહી છે. આ કોયલો તેમના મધુર કુહૂ-કુહૂ ધ્વનિ (અવાજ)થી આપનો કેટલો સુંદર સ્વાગત કરી રહ્યાં છે! આ વનવાસી હોવા છતાં પણ ધન્ય છે, કેમકે સત્પુરુષોના સ્વભાવજ આવો હોય છે, કે તેઓ ઘરે આવેલ અતિથિને પોતાની પ્રિયમાં પ્રિય વસ્તુ ભેટ કરી દેતા હોય છે.





આજે અહિંયાની ભૂમિ તેની લીલી-લીલી (હરી-હરી) ઘાસની સાથે આપના ચરણોનો સ્પર્શ પ્રાપ્ત કરીને ધન્યતા અનુભવી રહી છે. અહીંયાના વૃક્ષો, લતાઓ અને ઝાડીઓ આપની આંગળીઓનો સ્પર્શ પામી પોતાને અહોભાગ્ય માની રહ્યાં છે.

આપની દયાભરી ચિતવનથી નદી, પર્વત, પશુ, પક્ષી બધા કૃતાર્થ થઇ રહ્યાં છે, અને વ્રજની ગોપીઓ આપના વક્ષ:સ્થલ પ્રાપ્ત કરીને જેના માટે શ્રીલક્ષ્મીજી પણ સ્વયં લાલચુ બની રહી છે, તે ધન્યતા અનુભવી રહી છે.

આ અધ્યાયમાં આ પ્રકારે શ્રીપ્રભુ (શ્રીકૃષ્ણ) દ્વારા ભાઇ શ્રીબલરામજીની કરવામાં આવેલ સ્તુતિથી આપણને એવું જ્ઞાન થાય છે કે સ્વયં શ્રીપ્રૂભુ જ પોતાના સ્વરૂપ દર્શનનું જ્ઞાન સ્વયંમાં જ કરાવી શકે, બીજા કોઇ સાધન દ્વારા શ્રીપ્રભુને જાણવું કે સમજવું અશક્ય છે.

નાયમાત્મા પ્રવચનેન લભ્યો ન મેઘયા ન બહુના શ્રુતેન ।

ભયે વૈષ વૃણુતે તેન લભ્ય । (કઠોપનિષદ્)

અર્થાત્ :- કોઇપણ સાધનથી બ્રહ્મની પ્રાપ્તિ અસમ્ભવ છે, બ્રહ્મ સ્વયં જ્યારે ચાહે ત્યારે જ પ્રાપ્ત થઇ શકે છે. અહિંયા આ સમજાવવાનો આશય એક જ છે કે શ્રીબલરામજી વેદરૂપ પણ છે. અનેક જગ્યાએ શ્રીબલરામજીને વેદસ્વરૂપ બનાવવામાં આવ્યા છે.

ગાનેન રમણં ચક્રે પ્રમાણાનન્દ સિદ્ધયે ।

બલભદ્રેણ સહિતો વેદરુપેણં સર્વથા ।

પરમાનન્દની સિદ્ધિ માટે વેદરૂપ, શ્રીબલદેવજીની સાથે ભગવાનએ સિદ્ધિમાં વિઘ્નરૂપ રહેલા દોષોનો નાશ કરવા માટે ગાન (ગીત-સ્વર) પૂર્વક રમણ કરવા લાગ્યા. અર્થાત્ આ કારિકામાં શ્રીમહાપ્રભુજી શ્રીબલદેવજીને વેદરૂપ બનાવી રહ્યાં છે.

શ્રીપ્રભુ દ્વારા કરવામાં આવેલ પોતાના મોટા ભાઇ શ્રીબલદાઉજીની સ્તુતિ દ્વારા શ્રીકૃષ્ણ આપણને સમજાવી રહ્યાં છે, તે જ વાતને આપણા માર્ગના પરમ વિદ્વાન એવાં શ્રીલાલુભટ્ટજી દશમસ્કંધના ૧૫માં અધ્યાયના ચોથા શ્લોકની ટીકા - યોજનામાં સમજાવે છે કે :

''શ્રીબલદેવજી સ્વયં વેદરૂપ છે, છતાં પણ તેઓ વૃંદાવનના સ્વરૂપને સ્વયં ન જાણી શક્યાં એટલે શ્રીપ્રભુએ તેમને સ્વયં ઉપદેશ દ્વારા વૃંદાવનનું સ્વરૂપ સમજાવી રહ્યાં છે. જ્યાં સ્વયં સર્વજ્ઞ વેદ પણ ભગવલ્લીલાને નથી જાણી શક્તા તો બીજા અન્યની શું વાત''?

પરંતુ શ્રીપ્રભુએ સ્તુતિ દ્વારાએ સમજાવ્યું કે શ્રીબલદાઉજી તમે મારાજ સ્વરૂપ છો. અર્થાત્ શ્રીબલદાઉજી શ્રીપ્રભુનું જ સ્વરૂફ છે. તેમાં ભગવદાવેશ છે, એટલે તો વ્રજના પત્ર-પુષ્પ બધાં શ્રીબલદાઉજીને વન્દન કરી રહ્યાં છે. વ્રજના કણ કણ પ્રભુ શ્રીકૃષ્ણના સેવક છે. જો તેઓ શ્રીકૃષ્ણને છોડીને બીજા કોઇને નમસ્કાર કરે તો તે અન્યાશ્રય માનવામાં આવે. તો શું વ્રજના વૃક્ષોનું શ્રીબલદાઉજીને નમન કરવું અન્યાશ્રય માનવામાં આવે? ના! એવું નથી, એ

વાતને આપણા માર્ગના પરમ વિદ્વાન આચાર્ય મહાનુભાવ દશદિગન્ત વિજયી શ્રીપુરુષોત્તમજી તેમની પ્રકાશ નામક ટીકામાં આજ્ઞા કરે છે કે :

'શ્રીપુરુષોત્તમજી પણ એજ સમજાવી રહ્યાં છે કે સાક્ષાત્ પુરુષોત્તમના સેવકોના અન્યને નમસ્કાર કરવું અનુચિત છે, ઉચિત નથી. પરંતુ અહિંયા તો વૃક્ષો શ્રીબલદાઉજીને નમસ્કાર કરી રહ્યાં છે, તો શું તેમની (વૃક્ષોની) શ્રીકૃષ્ણ)ના પ્રતિ અનન્યતામાં ભંગ થઇ ગયો ? આવી શંકા થાય તે માટે શંકાની નિવૃત્તિ અથવા સમાધાન કરવા માટે શ્રીપ્રભુએ શ્રીબલદાઉજીને અત્રે પોતાનું જ સ્વરૂપ બતાવ્યું છે.'

આજ વાતને લેખકાર શ્રીકાકાવલ્લભજી પણ કહે છે કે : 'શ્રીબલદાઉજીને સંબોધિત કરવાનું કારણ એ છે કે તેઓ ચતુર્વ્યૂહ વિશિષ્ટ ભગવદાવેશ વાળા છે. શ્રીબલદાઉજીમાં સર્વદા ભગવદાવેશ સિદ્ધ છે.'

શ્રીબલદાઉજીના વિષયમાં બતાવવામાં અથવા જણાવવામાં આવેલા આ સર્વ પ્રમાણોથી આપણે પુષ્ટિમાર્ગીય સેવક-વૈષ્ણવોએ અત્રે સમજવું જોઇએ કે શ્રીબલદાઉજી ભગવદાવેશ હોવાને કારણે સાક્ષાત્ શ્રીકૃષ્ણ સ્વરૂપ છે. અતઃ આપણે તેમને વન્દન કરી શકીએ, તેમનું સન્માન કરી શકીએ, શ્રીકૃષ્ણની જેમ તેમનું ભજન કરી શકીએ.

અત્રે આ જણાવવાનું આવશ્યક બન્યું કેમકે આપણા મર્ગમાં એક ભ્રાંતિ પ્રચલ્લિત થઇ ગઇ છે કે શ્રીબલદાઉજીતો પ્રમાણરૂપ માનવાથી અન્યાશ્રય થઇ જાય. શ્રીબલદાઉજી તો મર્યાદામાં મનાય છે અને તેમને માનવાથી આપણે મર્યાદામાર્ગીય થઇ જઇએ.

આમ આપણે શ્રીબલદાઉજીની સાથે સાથે શ્રીવિઠ્ઠલનાથ-શ્રીગુસાંઈજી પ્રભુચરણના જ્યેષ્ઠ બન્ધુ શ્રીગોપીનાથ પ્રભુચરણના માટે પણ આવું જ છે. કોઇક આજના અમુખ વિચારકો એવી ભ્રાંતિ ફેલાવી દીધી છે કે શ્રીગોપીનાથજી મર્યાદામાર્ગીય છે. પણ ના, આ સત્ય નથી. કારણકે જેવું સ્વરૂપ શ્રીબલદાઉજીનું છે, તેવું જ શ્રીગોપીનાથજીનું પણ છે. શ્રીગોપીનાથજીને શ્રીબલદાઉજીનું સ્વરૂપ માનવામાં આવે છે. અને જ્યારે શ્રીબલદાઉજી ભગવદ્ આવેશ યુક્ત છે, તો પછી શ્રીગોપીનાથજી પણ ભગવદ્ આવેશ યુક્ત છે. અને તેથી આપશ્રી બન્ને સ્વરૂપ પૂર્ણ પુરુષોત્તમમય હોવાને કારણે પુરુષોત્તમજ છે.

અત્રે આ વાતનું સમાપન કરતાં એક વાતનું ધ્યાન રાખવી જરૂરી છે કે, 'પુષ્ટિ અર્થાત્ પ્રમેય એક ફૂલ છે, તો એ ફૂલની રક્ષા માટે મર્યાદા અર્થાત્ પ્રમાણ તે કાંટાની વાડ છે. માટે શ્રીગોપીનાથજી અને શ્રીબલદાઉજી પણ સાક્ષાત્ શ્રીકૃષ્ણ સ્વરૂપાત્મક જ છે.'

એટલેજ શ્રીગુસાંઈજી પોતાના જ્યેષ્ઠ ભ્રાતાને વન્દન કરતાં મંગલાચરણનો શ્લોક પ્રકટ કરે છે, જે આપણે રોજ બોલીએ છીએ :

यदनुग्रहतो जन्तुः सर्वदुःखा-तिगो भवेत् ।।

तमहं सर्वदा वन्दे श्रीमद्वल्लभ-नन्दनम् ।।





તો આજના શ્રીગોપીનાથજીના પ્રાગટ્યોત્સવ પર આપણે એક ધ્યાન રાખીએ કે જેમ પ્રમેય સ્વરૂપ શ્રીગુસાંઈજી છે તેમ પ્રમાણ સ્વરૂપ શ્રીગોપીનાથજી છે. (જેમની શ્રીગુસાંઈજી સ્તુતિ કરે છે). જેમ શ્રીકૃષ્ણ, શ્રીબલદાઉજીની સ્તુતિ કરી.

અસ્તુ..

સંકલનઃ- રાજેન્દ્રભાઇ કડકીયા (યુ.એસ.એ.)

## આચાર્ય પરિચય

### -: તૃતીય શ્રીવિઠ્ઠલરાજકુમાર શ્રીબાલકૃષ્ણજી :-

શ્રીગુસાંઇજીના ત્રિતિય આત્મજ **શ્રીબાલકૃષ્ણજી**, જેમને ઘરમાં સૌ **રાજીવ લોચન** કહીને સંબોધતા આ સ્વરૂપના નેત્ર કમળ જેવાં વિશાળ હતાં, વળી કમળ પર દૃષ્ટિ પડતાં જેમ આનન્દ અને શાંતિ થાય છે, તેમ આ સ્વરૂપના દર્શન કરતાં અનુભવ થતો, માટે તે સ્વરૂપને આપણે રાજીવ લોચન કહીએ છીએ. આપશ્રીનું **પ્રાકટ્ય સંવત. ૧૬૦૬ ભાદરવા વદિ ૧૩**ના રોજ થયું હતું. આપશ્રીના વહુજી **શ્રીકમલાજી** હતાં. **શ્રીબાલકૃષ્ણજી વીર્ય સ્વરૂપ છે-મહાપરાક્રમી.**

**શ્રીબાલકૃષ્ણજી** બાલુવા, સુન્દર ભીનલે વાન રે રસના;
કમલ લોચન **કમલા-પતિ**, છબિ નહિ કો એ સમાન રે રસના ।। ૭ ।।

(ગોપાલદાસજી વલ્લભાખ્યાન)

શ્રીબાલકૃષ્ણજી મહાપરાક્રમી, વહ સુખ સોલેં રાજહી ।। ૨૦ ।।

(શ્રીદ્વારકેશજી કૃત મૂલપુરુષ)



શ્રીમહાપ્રભુજીના જ્યેષ્ઠાત્મજ શ્રીમાન્ શ્રીગોપીનાથ પ્રભુચરણ



શ્રીગુસાંઈજીના તૃતીયકુમાર શ્રીબાલકૃષ્ણ પ્રભુચરણ

|| ShriGokulesho Jayati ||

SHRISARVADA SEVYA SHRIDADAJI SHRIGOKULESH PRABHU'S COMMENTRY ON

# Bhaktivardhini

## (Strengthening Devotion)

(…continued)

**ShriGurudev** :- Now if someone gets the doubts that ShriMahaprabhuji had given the ordes to follow the religion by SwaDharmaTa, but by which is our SwaDharma? Which is the Bhagwad Dharma? If such type of doubt arises then ShriMahaprabhuji gives orders that do not do such type of doubt. Read further the Further Stanza of the Main Stanza, "**Avyavrutto Bhajet Krishnamiti**", which means without doing any other relation (sang) only to do ShriKrishna's Bhajan.

By this word "**Avyavrutto**" means to say ;;;;----Do ShriKrishna bhajan without doing relation to any other who is not anukul for bhajan. Here in this Stanza ShriAacharyaji has willingly used the word "Krishnam" which implies to fruit giving. So keeping in mind that bhajan of shriKrishna will give me fruit, so do ShriKrishna's bhajan. But one thing to be kept in mind that bhajan done should not be for any laukik wills….

Now I already had said ahead that to make one's own Devotion strong, doing devotion, a soul (jeev) gets Divine Body and also do the Bhajan of ShriPurushottam, which is the Fruit of Devotion. There are many types of Bhajan, but only elegible for doing Bhajan is only of ShriPurushottam, which is saadhan roopa, free from all elements, materialistic feelings of this world. Now at this instance a jeev is not getting divine body, still the bhajan done at this instance is the Phal-Roopa (Fruitful), which is been blessed by HIM. So do the Bhajan, which is phal roopa. Do the Bhajan of Param Krupalu ShriKrishna-ShriGokulesh.

**Shishya** :- Gurudev! Aapshri had blessfully given best preachings. But still one question arises in my mind, please do bless me and help me to solve my query. Gurudev! How can this Bhajan done for ShriKrishna simultaneously be a Saadhan Roopa and Phal Roopa?

**ShriGurudev** :- Good question. Now listen, what ShriChaturthkumar ShriGokulesh Prabhu says for this orders. It is true that Saakshat Phal in Pushtimarg cannot be achieved by any other Saadhan (means), but the Bhajan of Purushottam is the only Saadhan (means)-elements-material, which helps to get fruit of Pushtimarg. Just take an example: A king keeps gold along with him in forms of Jewels, gems, ornaments and carries all his formalities through it only. And also stores gold in his Treasury (khajana). A King is the Highest authority of a kingdom, considered as the Best person, similarly Gold is best among all Irons in all the other Metals. Similarly Bhagwad Bhajan Phal is the only best Fruit above all the other elemental happiness.





Now moving ahead towards the 2nd half of the main 2nd stanza, where ShriMahaprabhuji had used the word **"Pujyashravanadibhiji".** Let us know what this means. ShriMahaprabhuji here needed us to make understand that What kind of Bhajan a Jeev should do? ShriMahaprabuuji gives orders "**Pujyashravanadibhihi**". ShriMahaprabhuji says to do Bhajan of ShriKrishna. But how? So says "**PujyaShravanadibhiji**" Here in this stanza the word "**Pujya**" is used.

One might create a doubt that in our Pushtimarg, ShriMahaprabhuji has shown the path of doing Seva of ShriKrishna, then how this **Pujya**-Pooja came? ShriChaturthkumar ShriGokulesh Prabhucharan orders that this **Pujya**-Pooja ShriMahaprabhuji had used is not the Pooja which is shown in our Veds-Shastras. But before - prior to this word "**Pujya**" ShriMahaprabhuji has used the word "...**Krishnam**" which implies that Bhajan of ***ShriKrishna-ShriGokulesh is Sadaanand Phalroopam*** - Always Blissful And fruit giving. In the Vedas-Shastras the word "**Pooja**" used is for the ***Vibhuti Swaroops*** of ShriPurushottam. And the pooja is not directly related to ***ShriPurushottam***. So ShriMahaprabhuji said to do bhajan of ShriKrishna with poojan by Shravana (Listening), Kirtana (singing hymns), etc. The word Pooja is one part of Purushottam Bhajan. So here this pooja is a Pushtimargiya Pooja and not the method of Pooja described in Vedas-Shastras.

Now to understand this Pooja of Pushtimarg, we can understand by the example of ShriBhagavatji in the Tamas (Pramey) Prakaran's 7th Adhyay (10-21-11) where the Deer (Hirani) is doing gungaan of ShriHari by expressing in this way :

"Poojan Dadhurviradhitam Pranayavlokaikiriti Kathanaat |"

means :- The deer's had no speech to express the feelings. But how did the Deers did Poojan (worship) for ShriHari? ShriHari loves the Nature. And all the lovable things-elements. So these Deers gave the sight towards ShriHari with Love-affection-attraction (Bhaavatmak), which attracted ShriHari to get happiness, which resulted that these deers did Poojan of ShriHari only by looking with loving eyes towards ShriHari.

So to understand this expression of worship (pooja), in other words we say that this is the Saadhan Roopa of Bhajan in Pushtimarg. So to clarify this thing, ShriMahaprabhuji had used Pujya..in this Path of Seva is Bhajan.

**Shishya** :- Gurudev! but still for Pooja, Pooja means sneh-rahit (without love) seva. So how this Pooja be considered in Pushtimarg?

**ShriGurudev** :- As I just said that this Pooja is not the Pooja which is been described by Vedas-Shastras, and not the Pooja done for Vibhuti Swaroops of ShriPurushottam. Why? Because this Pooja differentiate the Maarga. In the SwaPragatit Sudhha Pushtimarg of ShriMahaprabhuji, He wanted the jeevs to Surrender Him, so that they increase Devotion in Self created Pure Pushtimarga. **ShriMahaprabhuji has created this Sacred Book of BhaktiVardhini as a Shastra of Pushtimarg and the Adhikari of this Shastras are only those Jeevs which are been surrendered by Him (ShriMahaprabhuji)**.

Adhikari here means to say that the jeevs who are already been decided by Lord to shower His blessing on Him and not to everyone. One must remember that "Pushtimarg is not for Everyone, But can be for Anyone". This phrase means to say that any of the jeev can be a part of Pushtimarg regardless of caste-creed, religion. But it is not necessary that each and every jeev of this earth be a Pushtimarg. So the eligible jeevs of This Path of Grace is already been decided by ShriPrabhu, by means of ShriMahaprabhu to give them Shelter in this Pure Path of Grace. ShriMahaprabhuji describes that Seva done by these jeevs (blessed jeevs-Angikrut) may be Sneh-Poorvak (With love-affection) or Sneh Rahit (without Love-affection). Then also there is no problem, as these jeevs are in direct relation to Purna Purushottam with Kaani of ShriMahaprabhuji. So are Bhakti Maargi's and not Pooja Maargi's.

**Shishya** :- Gurudev! one question-doubt. Aapshri just mentioned regarding our Pushti-Bhakti-Maarga and Pooja-Maarga. My question-doubt as we find in Pure Path of Grace the Seva Prakaar like Vastras, Alankaars, etc. the methods of Samarpan, are also been seen in Pooja-Maarga. So how these be different?

**Gurudev** :- Yes, you are right that in doing devotion towards ShriPrabhu, Vastras, Alankaars, etc methods to Samarpan are seen in both Pooja-Maarga and our Pushti-Maarga. ShriChaturthkumar Shrimad Gokulesh Prabhucharan gives orders that the Samarpana of Pooja-Maargi is related to the Vibhuti Avtars of ShriPurushottam and not to the Aavatari Purna Purushottama ShriKrishna directly. This is the most biggest difference of Pooja-Maarga And Pushti-Bhakti-Maarga.

Now coming back to the main stanza of the 2nd half, ShriMahaprabhuji has also described **Shravan** (Shelter) by the words **Shravanadibhihi.** ShriMahaprabhuji gives orders that the jeev who has entered Pushtimaarga has to do seva of ShriKrishna. So there are several timings of doing Seva, which we call as Astayaam Seva. And apart from the time of Seva, we call as Anosar. Here ShriMahaprabhuji has given orders as Shravan-**aadibhihi** = Shravana, etc. Aadibhihi means others also, like Kirtana, Archana, etc. So in the free time-Anosar of Seva, the Sharanagat Jeev should do Shravana, Smarana, Chintana of the Leelas of ShriKrishna.

***Now the Purvabumika of 3rd sloka: by doing Vyavrutti-the relation with others in laukik, or more easily to say that How can a person do His/Her's own earnings-livelihood....how can we justify....***

*……….will continue the Commentry*

*We are grateful to our ShriGokulesh Pathshala team to present the English Translation of This Sixteen Sacred Book's Bhaktivardhini Book with the* ***Commentary of ShriChaturthkumar ShriSarvada Sevya ShriDadaji ShriGokulesh Prabhu****. We apologise for the grammatical mistakes of the language, still we are making our best efforts to present the best way of understanding this Book of BHAKTIVARDHINI. --- editor.*

|| ShriGokulesho Jayati ||

# A Brief History of ShriChaturth Peeth

**Goswamey ShriVitthalnath Prabhucharan**, the co-founder of **ShriVallabh Sampradaaya-Pushtimaarg** settled down in Gokul for the very reason of his deep love and ardent devotion for ShriKrishna. He acquired a vast division of land on the banks of the divine river ShriYamuna and built a house and lived there. All the seven sons born to ShriPrabhucharan also lived in Gokul. ShriPrabhucharan had divided his personal property amongst the seven sons. A part of this property along with a Swaroop (deity) of ShriKrishna came to his **fourth son ShriGokulnath Prabhucharan** as given by his father. The Swaroop is known as ShriGokulnathji or Shrinathji in the family of ShriGokulnath Prabhucharan to this day. ShriPrabhucharan also decided to live with his fourth son in the house and property he had given to ShriGokulnath Prabhucharan. Similarly there are other six houses and properties in the vicinity of the house of ShriGokulnath Prabhucharan belonging to his six brothers - ShriGovindji, ShriBalkrishnaji, ShriRaghunathji, ShriYadunathji and ShriGhanshyamji. Whereas the eldest, ShriGirdharji lived in the house where his grandfather, ShriMahaprabhu used to live.

ShriGokulnath Prabhucharan lived in the part of his house known as '**ShriBaithak**' or '**ShriGokulnathji ki Baithak**'. He was the absolute owner of this house and all the properties attached thereto along with his Swaroop. The premises of this house from ShriYashoda Ghaat on the banks of ShriYamuna on the western side to the portion of the entrance on the eastern side stand to this day as in his times. This house is known as **Chaturth Peeth/Chaturth Grih/ShriGokulnathji ka Ghar** for the last four and half centuries.

As per the history of this Fourth house, all the lineage holder successor Peethaadheeshwar-Acharya-Guru have been the absolute owners of the family Swaroop and this house with all the properties attached thereto at time to time. ShriGokulnath Prabhucharan had three sons namely ShriGopalji, ShriVitthalraiji and ShriVrajvallabhji. But ShriGokulnath Prabhucharan decided to name **ShriVitthalraiji** (Samvat 1645) as his successor Peethaadheeshwar and passed on the family Swaroop as well as the Peeth to him. After ShriGokulnath Prabhucharan, ShriVitthalraiji lived as the Acharya-Guru and owner of the Swaroop and this Peeth of ShriVallabh Sampradaaya-Pushtimaarg.

ShriVitthalraiji, later on had one son **ShriGoverdhaneshji** (S-1665) who became the next lineage holder, owner and the Peethaadheeshwar. ShriGoverdhaneshji had four sons. Amongst them, the eldest son, **ShriVrajpatiji** became the next lineage holder, owner and Peethaadheeshwar of this Gaddi. None of these four sons had any issue. When ShriVrajpatiji ended his worldly journey, his wife ShriBhaamini Bahuji Maharaj passed on the family Swaroop and the entire property-movable and immovable to her sister's daughter, Smt. Phoolkunwar Bahuji as a guardian was given all the rights to bequeath the Swaroop and all the property to the rightful heir of Chaturth Peeth. Not finding any competent person amongst the descendants of ShriMahaprabhu, to bequeath the Swaroop and all the properties attached to the Peeth as instructed and willed by ShriBhaamini Bahuji Maharaj, she handed over the Swaroop and all the properties to her niece

ShriKamlaa Maaji Maharaj, wife of ShriGoverdhaneshji, as the care-taker informing her of the intentions of ShriBhaamini Bahuji Maharaj.

ShriKamlaa Maaji Maharaj in her own lifetime found all the attributes, qualities and competence befitting an Acharya-Guru in **ShriLakshmanlalji Maharaj** and adopted him as the next heir apparent and successor to the Peeth as per the will, wish and conditions of ShriBhaamini Bahuji Maharaj, wife of ShriVrajpatiji Maharaj. After his passing away, his wife ShriChandraavali Maaji Maharaj managed the affairs of the family and adopted **ShriKanhaiyaalalji Maharaj** as their son. Later on as ShriKanhaiyaalalji Maharaj passed away untimely, his wife, ShriKamlaa Maaji Maharaj and his mother ShriChandraavali Maaji Maharaj adopted **Goswamey ShriVallabhlalji Maharaj** as their son and grandson respectively. The adoption was made observing all the stipulations of the 'Dattak Vidhaan' given in the Dharma Shaastras.

He was the descendant of ShriVallabhji Maharaj of Kaman, the then Pancham Peethaadheeshwar and the eldest brother of ShriLakshmanlalji Maharaj, he also held the position of Pacham Peethaadheeshwar. Therefore as the adopted son of ShriKanhaiyaalalji Maharaj and the Kartaa of the family, ShriVallabhlalji Maharaj inherited all the rights of the Swaroop, the family owner.

ShriVallabhlalji conducted and carried out the entire family management. All the activities regarding the daily seva-puja and the administration of the family estate was made and carried out by his permission and directions as the owner.

ShriVallabhlalji Maharaj had three sons, namely **Goswamey ShriGovindlalji Maharaj, Goswamey ShriGokulnathji alias Venuraja and Goswamey ShriChandragopalji.** Before he passed away, ShriVallabhlalji Maharaj declared an oral will to his wife and other elder members of the household as well sevak-vaishnavas present at that time, that of the three main places of his ownership i.e. Chaturth Peeth, Pancham Peeth as well as the Up-Peeth at Gokul, Kaman and Viramgaam respectively and all the entire movable and immovable property attached thereto. According to the oral will of ShriVallabhlalji Maharaj, Goswamey ShriGovindlalji Maharaj inherited the Pancham Peeth while **Goswamey ShriGokulnathji alias Venuraja** inherited the **Chaturth Peeth** and became the absolute owner of the Swaroop and the entire movable and immovable properties attached thereto.

Goswamey ShriGokulnathji Maharaj alias Venuraja had relinquished and renounced all the rights of his being a Peethaadheeshwar-Acharya-Guru and the owner of the Swaroop and the Peeth along with its properties, in favour of his son **Goswamey ShriDevkinandanji alias ShriSuresh Bawa**. He had to do so for the very reason that he did not follow the code of conduct compulsory for an Acharya-Guru by the Dharma Shaastras and live a life as commanded by the tenets, tradition and customs of ShriVallabh Sampradaaya-Pushtimaarg. Subsequently after the 'yagnopaveet' ceremony in year 1963 A.D., **ShriDevkinandanacharya alias Shri Suresh Bawa** became the **Peethaadheeshwar-Acharya-Guru** of ShriChaturth Peeth.

A fact should be noted here that under certain circumstances, with his unflagging working and diligent efforts for three decades, **Chaturth Peethaadheeshwar Goswamey ShriDevkinandanacharyashri** having

educated the sevak-vaishnavas achieved the historical feat of restoring the tenets, tradition and the customs in the management of the Peeth. This is the brief history of ShriVallabh-Sampradaya Pushtimarg's ShriChaturth Peeth And the Aacharya's of ShriChaturthpeeth.

collection by: dasgopal, baroda

अखण्डं कृष्णवत्सर्वं यथा तत्तु निरूपितम्। आत्मैव तदिदं सर्वं सर्वं सृज्यते सृजति प्रभुः।।

त्रायते त्राति विश्वात्मा ह्रियते हरतीश्वरः। आत्मैव तदिदं सर्वं ब्रह्मैव तदिदं तथा।।

इति श्रुत्यर्थमादाय साध्यं सवैर्यथामतिः। अयमेव ब्रह्मवादः शिष्टं मोहाय कल्पितम्।।

(त.दी.नि.२/१८२-१८४)

"To a person of the mediocre level in the quest for spirituality, the creation as a whole seems as the manifestation of Lord Shri Krishna in the form of essential cause, but the experience of the same is different for the person of the highest level as he perceives the creation as the manifestation of Lord Shri Krishna – Himself. The worlds, perceptible and imperceptible, are all forms of the Lord. All the phenomena is the Brahman is the gist of the Shruti - the word of the Vedas. This is how the reality dawns upon the one who traverses the path of spirituality. It is the Brahman, in the form of all perceptible worlds, as the creator and the created, as the protector and the protected, as the slayer and the slain, the birth and the death, the beginning and the end – all this is mere assumption of the intelligence, the reality becomes apparent through the process of Aavirbhaava and does not remain apparent through the process of Tirobhaava. This is the exclusive approach of Brahmavaada. The rest of the theories are nothing but deceptive presumptions of the thinkers".

Tatvarth Deep NIbandh Sarvanirnay Kaarika : 182-184

**ShriGokulnath Ki Jai**





# તાત તણો પ્રતિબિંબ રે રસના

વર્ષ ૨ અંક ૬
શ્રીઇન્દિરા
એકાદશી વ્રત
ભાદરવા વદ
૧૧, ૨૦૬૫

## શ્રીકન્હૈયા પ્રભુ કે વચનામૃત

એક સમય આજ્ઞા કીની જે હમકુ ગુપ્ત લીલા કરવેકી ઈચ્છા હોય તો તબ લૌકિક ઉત્પન્ન કરે હે, યાકો કારણ તુમ કહા જાનો ઓરકી સામર્થ નહિ. ૫૪